# THE "SARVAJANICAN"

# BOY SCOUTS

# POCKET BOOK.



ઇંગ્લંડના સેંટ જ્યૉર્જનો વાવટો



આયર્લૅન્ડના સેંટ પૅટ્રીકનો વાવટો



સ્કૉટલંડના સેંટ ઍન્ડ્રુઝનો વાવટો



યૂનિયન જૅક

" BE JUST, FEAR NOT "

# THE "SARVAJANICAN"

# BOY SCOUTS POCKET BOOK.

LEARN AND BE HUMBLE




DO A GOOD TURN DAILY

PUBLISHED FOR

THE SARVAJANIK HIGH SCHOOL.

BOY SCOUTS TROOP,

SURAT.

BE PREPARED.

# બે બોલ.

સ્કાઉટિંગને લગતાં અમૂલ્ય પુસ્તકો અંગ્રેજી ભાષામાં છે અને તેને લગતું સાહિત્ય પણ અંગ્રેજી ભાષામાં સારી રીતે ખેડાયું છે અને ખેડાય છે. પણ એ સાહિત્ય બરાબર સમજવા જેટલું જ્ઞાન હાલના માધ્યમિક શાળાના વિદ્યાર્થીમાં સામાન્ય રીતે જોવામાં આવતું નથી. વળી ગુજરાતી શાળાઓમાં પણ સ્કાઉટિંગને સ્થાન મળવું શરૂ થયું છે અને વધારે મળશે એમાં શક નથી. એટલે એ વિષય સંબંધી સાહિત્ય ગુજરાતી ભાષામાં વધારે ને વધારે ખેડાય એ ઇચ્છવા યોગ્ય છે. એ સર્વ સંજોગો ધ્યાનમાં લઈ આ નાની પૉકેટ બુક—અથવા સર્વ રીતની સાધારણ માહિતી આપનારૂં પુસ્તક—ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવાની હિંમત કરી છે. અંગ્રેજીમાં ઉત્તમ ડાયરીઓ અને પૉકેટ બુકો પ્રસિદ્ધ થાય છે અને દર વરસે થયા કરે છે અને તેને આધારેજ ઘણે અંશે આ પૉકેટ બુક પણ યોજવામાં આવી છે એ ભૂલવું ન જોઇએ. પણ આ પૉકેટ બુકનું

મૂલ્ય અને તેમાં સ્કાઉટિંગને લગતા ઘણા વિષયોનો ગુજરાતી ભાષામાં સતેજ ખ્યાલ આપવાનો સ્વલ્પ પ્રયત્ન સ્કાઉટ બંધુઓમાં આવકારદાયક થઇ પડશે એવી અમારી નમ્ર માન્યતા છે. અને આ પ્રથમ સાહસ ઉત્તેજન પામી થોડે અંશે પણ સ્કાઉટર અને સ્કાઉટ બંધુઓની પ્રવૃત્તિમ સરળતા આણી માર્ગદર્શક બનશે તો અમે સ્કાઉટ તરીકે એક—Good turn—ભલું કામ કર્યું છે એમ સંતોષ માનીશું.

આ પુસ્તકની અસ્પૃશ્યતા કે ગૂઢતા કરતાં ઉપયોગિતા વધારવાના આશયથી અંગ્રેજી શબ્દો છૂટથી વાપરવામાં આવ્યા છે. બીજા સર્વ પ્રયાસોની પેઠે આ નાનકડા પુસ્તકમાં અનેક દોષો છે અને સમય સંકોચ તથા સ્કાઉટિંગ જેવી વિદેશીય પ્રવૃત્તિને દેશી ભાષામાં ચર્ચાવવાનો દુષ્કર પ્રયત્ન એ તેનાં મુખ્ય કારણો છે. છતાં પુસ્તકની સુધારણા તથા ઉપયોગિતા વધારવા સંબંધી સૂચના સાભાર સ્વીકારી તેનો યોગ્ય અમલ કરવાની પ્રથમ તક લઇશું.

# સ્કાઉટ મુદ્રાલેખ.

## "Be Prepared."

ફરજ બજાવવા માટે તન અને મનથી **તૈયાર રહો.** દરેક જાતનો હુકમ ઉઠાવવા તમારૂં મન કેળવી **તૈયાર રહો.** અકસ્માત વખતે અથવા બીજા કોઈ પણ સંજોગ ઉભા થાય તે વખતે વિચાર ન કરતાં મન ઠેકાણે રાખી અગમચેતીથી જે કરવું જોઇએ તે જલદી કરવા **તૈયાર રહો.** તે માટેની તૈયારી અગાઉથી કરી રાખેલી હોવીજ જોઇએ કે જેથી ખરી વખતે અણીનો સમય સાચવવા તમારૂં મગજ ઠેકાણે રહે અને શાંત રીતે તમારૂં કામ કરી તમારી ફરજ તમે બજાવવા **તત્પર હો.**

તમારૂં શરીર હમેશાં તંદુરસ્ત ને મજબૂત રાખવું જોઇએ અને બરાબર કેળવેલું હોવું જોઇએ કે જેથી ખરી ઘડીએ તમે તમારી ફરજ બજાવી શકો.

"તૈયાર રહો" એ દરેક સ્કાઉટનો મુદ્રાલેખ છે

# સ્કાઉટનું ભલું કામ.
# Good turns.

"A scout must try his best to do a good turn to somebody every-day."

"હરહમેશ કોઇને માટે એક ભલું કામ કરવા દરેક સ્કાઉટે પોતાનાથી બનતો પ્રયત્ન કરવોજ જોઇએ."

દરરોજ કોઇને માટે શાંત રીતે અને બગરૂરી બતાવ્યા વગર ભલું કામ કરવું એ સ્કાઉટની છેલ્લી અને મુખ્ય કસોટી છે—સ્કાઉટ હોવાની એક સાબિતી છે. એ એક ધાર્મિક ફરજ છે. જ્યારે એક સ્કાઉટ બીજાઓને સૌથી વધારે મદદ કરે છે ત્યારે તે ઇશ્વરને સૌથી વધારે માન આપતો ગણાય છે.

કોઇ છોકરો ભલે બધા સ્કાઉટ યુનિફોર્મ અને ચાંદ પહેરે, ભલે જેટલા હોય એટલા બધા સ્કાઉટના બૅજ ધારણ કરે, જંગલ વિષે, સ્કાઉટિંગ

વિષે અને સ્કાઉટની બીજી બાબતો વિષે જ્ઞાન મેળવે, છતાં તેને ખરો સ્કાઉટ ન ગણી શકાય. ખરો બૉયસ્કાઉટ ત્યારેજ થયો કહેવાય કે જ્યારે તે ખરા મનથી દરરોજ એક સારૂં કામ કરતો થાય. અને જો એ પ્રમાણે કરે તો જે મોટા સ્કાઉટરો પોતાના દેશની સેવા કરી પંકાઈ ગયા છે તેઓમાંનો એક ગણાવાનો તેને હક છે. આ હક મેળવવા માટે દરેક સ્કાઉટે સ્કાઉટ નિયમો પાળવાજ જોઇએ



## The Cub's Promise.

I promise to do my best— (1) to be loyal to God, King and Country and to the law of the cub-pack and (2) to do a good turn to some body every-day.

### કબનું વચન

(૧) પરમેશ્વર, રાજા અને દેશને અને કબ-પૅકના નિયમોને વફાદાર રહેવા,

(૨) અને દરરોજ કોઈ માટે એક ભલું કામ કરવા મારાથી બનતું કરીશ.

## The Cub Laws.

(1) The cub gives in to the old wolf (Akela) or to the cub master.

(2) The cub does not give in to himself.

### કબના નિયમો

(૧) કબ હમેશાં એકલા કે કબના કહેવા પ્રમાણે પોતાનું વર્તન રાખે છે.

(૨) કબ પોતાનુંજ ધાર્યું ન કરે.

## Scout's Honour.

The scout's honour is a feeling in him of responsibility to God and man such as compels the trust of others.

## Scout's Promise.

I promise on my honour that I will do my hest,

(1) to do my duty to God, King and Country,

*(2)* to help other people at all times,

(3) to obey the Scout Law.

## સ્કાઉટનું સ્વમાન.

સ્કાઉટનું સ્વમાન (એ) ઇશ્વર અને મનુષ્ય તરફની (તેની) જવાબદારી સંબંધી એક એવી લાગણી છે કે જે બીજાઓનો વિશ્વાસ જીતી શકે છે.

## સ્કાઉટનું વચન.

મારા સ્વમાન પર વચન આપું છું કે:—

(૧) ઇશ્વર, રાજા અને દેશ પ્રત્યે મારી ફરજ બજાવવા,

(૨) બીજા લોકોને દરેક પ્રસંગે મદદ કરવા

(૩) સ્કાઉટના નિયમો પાળવા મારાથી બનતું સઘળું કરીશ.

## The Scout Law.

(1) A scout's honour is to be trusted.

(2) A scout is loyal to the king, his country,, his officers, his parents, his employers aud those under him.

(3) A scout's duty is to be useful and to help others.

(4) A scout is a friend to all and a brother to every other scout, no matter to what social class the other belongs.

(5) A scout is courteous.

(6) A scout is a friend to animals.

(7) A scout obeys orders of his parents, patrol leader or scout master. without question.

(8) A scout smiles and whistles under all difficulties.

(9) A scout is thri fty.

(10) A scout is clean in thought, word and deed.

---

## સ્કાઉટના નિયમો.

### ૧. સ્કાઉટ પ્રતિષ્ઠા વિશ્વાસને પાત્ર હોય.

સ્કાઉટ મંડળીના જો કોઇ સ્કાઉટ અમુક વાત "મારી પ્રતિષ્ઠા પર હું કહું છું" એમ કહે તો તે તેણે ઘણાજ પવિત્ર સોગન લીધા છે એમ ગણવું જોઇએ અને તે વાત પર વિશ્વાસ રાખવો જોઇએ.

તેમ વળી જો કોઈ સ્કાઉટનો અમલદાર "તમારી પ્રતિષ્ઠા પર તમે અમુક કામ કરશો" એમ કહે તો તે કામ દરેક સ્કાઉટે પોતાની શક્તિ પ્રમાણે કાંઇ પણ અડચણને ન ગણકારતાં કરવુંજ જોઇએ. પોતાના સ્વમાનને સમજપૂર્વક પવિત્ર ગણવું જોઇએ અને જુઠું બોલી અથવા પોતાના આત્મગૌરવ વિરૂદ્ધ કાંઇપણ વર્તન કરી સ્કાઉટ તરિકે બીનવફાદાર બનવું ન જોઇએ. પોતાના આત્મગૌરવ વિરૂદ્ધ વર્તનાર સ્કાઉટને પોતાનો સ્કાઉટ બેજ પાછો આપી સ્કાઉટ તરીકે રાજીનામું આપવાની ફરજ પાડી શકાય. ખોદાના કસમ ખાવા અથવા ખરાબ ભાષા વાપરવી એવા વાંક માટે ગુનેહગારની બાયમાં બીજા સ્કાઉટો ઠંડા પાણીનો લોટો રેડે એવી શિક્ષા ૩૦૦ વર્ષ પર કોટન જોન સ્મિથ નામના એક ઘરડા બ્રિટિશ સ્કાઉટે શોધી કાઢી છે.

**૨. સ્કાઉટ રાજાને, પોતાના દેશને, સ્કાઉટ અમલદારને, માતપિતાને, પોતાના**

**શેઠને અને પોતાના હાથ નીચેના માણસોને વફાદાર હોય.**

દરેક સ્કાઉટને પોતાને માટે અભિમાન હોવું જોઇએ, અને તેમની ( પોતાના ઉપરી વગેરેની ) નિંદા કરનારની સામે થવું જોઇએ.

**૩. બીજાઓને ઉપયોગી અને મદદગાર બનવું એ સ્કાઉટની ફરજ છે.**

પોતાની મોજમઝા, આરામ અને સલામતીના ભોગે પણ બીજાઓને મદદ કરવી એ સ્કાઉટની ફરજ છે. અમુક પ્રસંગે અમુક સંજોગોમાં પોતે કઇ રીતે બીજાઓને ઉપયોગી બની શકે, તેમજ તે પ્રસંગોમાં પોતાની શી શી ફરજો છે તેનો વિચાર દરેક સ્કાઉટે પ્રથમથીજ કરવો જોઇએ. કોઇની પણ જીંદગી બચાવવા અથવા તો ઇજા પામેલાઓને મદદ કરવા તત્પરજ રહેવું જોઇએ અને દરરોજ ઓછામાં ઓછું એક સારૂં કામ બીજાના ભલાને માટે કરવું જોઇએ.

**૪. સ્કાઉટ સૌનો મિત્ર છે અને દરેક બીજા સ્કાઉટનો બન્ધુ છે પછી તે સ્કાઉટ ગમે તે જ્ઞાતિનો કે ગમે તે દરજ્જાનો હોય.**

સ્કાઉટ બન્ધુ મંડળમાં દરેક સ્કાઉટ એક બીજાનો ભાઈ છે એમ ગણવું જોઇએ અને પોતાનાથી અજાણ્યો સ્કાઉટ મળે તો તેની સાથે પણ વાત કરવી જોઇએ અને તેની ફરજ બજાવવામાં કે તેને ખોરાક અથવા જોઈતી ચીજો પુરી પાડવામાં તત્પર રહેવું જોઇએ. સ્કાઉટો બધા સમાન છે. ગરીબ કે પૈસાદાર, ઉંચ કે નીચ, પારસી, મુસલમાન, હિન્દુ કે ખ્રીસ્તી એવો કોઇ પણ જાતનો ભેદ સ્કાઉટ બંધુઓમાં હોઇ શકેજ નહિ.

**૫. સ્કાઉટ વિનયશીલ હોય.**

દરેક સ્કાઉટ દરેક તરફ અને ખાસ કરી સ્ત્રીઓ અને બાળકો, ઘરડા માણસો અને દરદીઓ, તેમજ અપંગ વગેરે તરફ વિવેકી બને અને તેને કાંઇ પણ બદલાની આશા વગર મદદ કરે.

**૬. સ્કાઉટ પ્રાણી માત્રનો મિત્ર હોય.**

ઈશ્વરે સરજેલા પ્રાણી માત્રને દુઃખમાંથી જેમ બને તેમ બચાવવા તેમજ તેમના પર બીજા તરફથી થતો જુલમ અટકાવવા સ્કાઉટ તૈયાર રહે.

**૭. સ્કાઉટ પોતાના માબાપ, પોતાના પેટ્રોલ લીડર અથવા સ્કાઉટ માસ્ટરના હુકમ કાંઇ પણ વાંધા વગર પાળે.**

સ્કાઉટોએ સૈનિકો અને ખલાસીઓની માફક પોતાને મળેલો દરેક હુકમ ફરજ સમજીને પાળવોજ જોઇએ.

**૮. સ્કાઉટ બધીજ મુશ્કેલી હસીને દૂર કરે.**

સ્કાઉટે સખત હુકમ પણ નાખુશીથી અથવા ધીમે ધીમે નહિ પણ ખુશીથી અને તરતજ પાળવો જોઇએ. સ્કાઉટો મુસ્કેલીથીં ડરતા નથી તેમજ બીજા પાસે મિથ્યા રોદણાં રડતા નથી

પણ શાંતિ અને ખુશ મિજાજથી તે મુશ્કેલી દૂર કરવા મંડી જાય છે.

## ૯. સ્કાઉટ કરકસર કરનારો હોય.

પોતાનાથી બનતી દરેક પાઈ, પોતે બચાવે, અને જેમ બને તેમ બીજાને બોજારૂપ ન થઈ પડે અથવા તો પોતાની પાસેના પૈસાથી બીજાને મદદ કરી શકાય તે માટે દરેક સ્કાઉટ કરકસરથી પૈસા બચાવે.

## ૧૦. સ્કાઉટ મન, વચન અને કર્મથી પવિત્ર હોય.

સ્કાઉટ હમેશાં પવિત્ર, ચોખ્ખા મનનો અને બહાદુર હોય, દરેક ખરાબ કામ કરનારને ધિક્કારે અને તેનાથી દૂર રહે.

## કબનું ઇતિવૃત્ત.

કબનું નામ ______________________________.

નંબર ____________ ટુકડી (six) ____________

સેના (pack) ______________________________

સરનામું ______________________________

જન્મતિથિ ______________________________

જન્મભૂમિ ______________________________

દાખલ થતી વખતની ઉમ્મર ____ વર્ષ ____ મહિના

દાખલ થવાની તારીખ ______________________.

ટેન્ડરફૂટની લાયકાત મેળવી ______________

કબ થયાની તારીખ ______________________

એક તારક કબ થયો ______________________

દ્વિતારક કબ થયો ______________________

# Scout's History.

## સ્કાઉટનું ઈતિવૃત

સ્કાઉટનું નામ________________

નંબર____________પેટ્રોલ __________

ટ્રુપ (સેના)__________ધર્મ __________

સરનામું________________

જન્મ તારીખ________________

જન્મભૂમિ________________

દાખલ થયાની તારીખ________________

દાખલ થતી વખતની ઉમ્મર____વર્ષ____મહિના

ટેન્ડરફુટની લાયકાત મેળવી________________

સ્કાઉટ થયાની તારીખ________________

બીજા વર્ગનો સ્કાઉટ થયો________________

પહેલા વર્ગનો સ્કાઉટ થયો________________

કિંગ્ઝ સ્કાઉટ થયો ________________

# બાળવીર મંડળની યોજના

---

## હિંદુસ્થાનમાંનું બાળવીર મંડળ

પેટ્રન :—નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ.

### વ્યવસ્થા

મુખ્ય મથક—લંડન.

ચીફ સ્કાઉટ અને કાઉન્સિલ અને કાર્યવાહક મંડળ

|

હિંદ અને બરમાનું મુખ્ય મથક—દિલ્હી.

ચીફ સ્કાઉટ, કાઉન્સિલ અને ચીફ કમિશનર.

|

ઇલાકાના મુખ્ય સ્થાન—મુંબઇ ઇલાકો—મુંબઈ.

ચીફ સ્કાઉટ અને કાઉન્સિલ અને પ્રાંતિક કમિશનર.

|

જીલ્લાના મુખ્ય સ્થાનો—લોકલ એસોસિએશનો.

જીલ્લા કમિશનર—જીલ્લા સ્કાઉટ માસ્ટર અને કાર્યવાહક મંડળ

બાળવીર સૈન્યો અને વીર શિક્ષકો

| રોવર સ્કાઉટો | સ્કાઉટો | કબો |
| --- | --- | --- |
| ૧૬ વર્ષની ઉપરના | ૧૨થી૧૬ વર્ષ | ૭થી૧૨ વર્ષ |

## અમલદારો.

મુરબ્બી (પેટ્રન)—નામદાર શહેનશાહ.

પ્રમુખ—નામદાર ડયુક ઑફ કૉનોટ.

ચીફ સ્કાઉટ (આખી દુનિયાના)—જનરલ સર રૉબર્ટ બેડન પૉવેલ.

ચીફ સ્કાઉટ (બ્રિટિશ સામ્રાજ્યના) હિંદના મુરબ્બી (પેટ્રન)—નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ

ચીફ સ્કાઉટ (હિંદના)—નામદાર વાઇસરૉય.

ચીફ સ્કાઉટ (મુંબઇ ઇલાકાના)-નામદાર ગવર્નર.

પ્રાંતિક કમિશનર—ઑા. સર ચુનીલાલ વી. મહેતા.

આ. પ્રાંતિક કમિશનર—હાલ ખાલી છે.

જીલ્લા કમિશનર (સુરત)—દિ. બ. ઠાકોરરામ
કપિલરામ મહેતા, સી. આઇ. ઈ.

જીલ્લા કમિશનર (અમદાવાદ)—

જીલ્લા કમિશનર (ભરૂચ)—

જીલ્લા કમિશનર (ખેડા)—

જીલ્લા કમિશનર (પંચમહાલ)—રા. બ. રામ-
પ્રસાદ મ. મહેતા.

મુંબઇ ઇલાકાની કાઉન્સિલ—મુંબઈ.

પ્રૉવિન્સ્યલ સેક્રેટરિ—એમ. વ્યંકટેશ્વર.

ગુજરાત સ્કાઉટ ઑર્ગનાઇઝર—મી. ગુણવંત-
રામ એમ. ભટ્ટ

---

# સ્કાઉટિંગનું બંધારણ

**દરજ્જા**

ઉમ્મર પ્રમાણે બાળકોને ત્રણ વિભાગમાં વ્હેંચી નાખવામાં આવ્યા છે.

(૧) કબ્ઝ અને બ્લુબર્ડ્ઝ—સાતથી બાર વર્ષના કુમારોને કબ્ઝ કહેવામાં આવે છે. તેટલીજ ઉમ્મરની છોકરીઓને બ્લુબર્ડ્ઝ કહેવામાં આવે છે.

(૨) સ્કાઉટ અને ગર્લ ગાઇડઝ—બારથી સોળ વર્ષના છોકરાઓને બૉયસ્કાઉટસ અને તેટલીજ ઉમરની છોકરીઓને ગર્લ ગાઇડઝ કહેવામાં આવે છે

(૩) સીનીઅર સ્કાઉટસ, રોવર્સ અથવા પાયોનિયર્સ—૧૬ વર્ષની ઉપરનાને રોવર સ્કાઉટસ કહેવામાં આવે છે.

ત્રણે વિભાગવાળાને અમુક વચનો લેવાના હોય છે અને તે પ્રમાણે તેઓનું વર્તન રાખવાનું હોય છે.

સ્કાઉટ અમલદારોના દરજ્જા નીચે પ્રમાણે હોય છે :—

પેટ્રોલ સેકન્ડ—પેટ્રોલ (ટુકડી)નો ઉપનાયક.

પેટ્રોલ લીડર—પેટ્રોલનો નાયક.

ટ્રુપ લીડર—ટ્રુપ (સેના)નો સરદાર.

સિક્સર—સિક્સ (કબની ટુકડી)નો નાયક.

પૅક લીડર—પૅક (કબનું ટોળું)નો સરદાર.

આસિસ્ટન્ટ સ્કાઉટ માસ્ટર અથવા આ. કબ માસ્ટર.

સ્કાઉટ માસ્ટર અથવા કબ માસ્ટર.

આ અમલદારો જ્યારે પોતાની જગ્યા સંભાળે ત્યારે તેમણે વચન લેવાના હોય છે તે સિવાય બીજા અમલદારો પણ હોય, જેમકે ટ્રુપ કમીટીના સભાસદો, લોકલ એસોસિએશનની કાર્યવાહક સમિતિના સભાસદો વગેરે.

## લોન સ્કાઉટ, લોન-પેટ્રોલ.

કોઇ ઠેકાણે સ્કાઉટ ટ્રુપ કે સ્કાઉટ પેટ્રોલ પણ ન હોય અને કોઇનો વિચાર સ્કાઉટ બનવાનો થાય તો તે સ્કાઉટ કમિશનર કે મુખ્ય સ્થાન (હેડક્વાર્ટર્સ)ની રજા લઇ પોતે સ્કાઉટ બની શકે છે. અને તે લોન સ્કાઉટ તરીકે ઓળખાય છે.

કોઈ ઠેકાણે એવા થોડા સ્કાઉટસ નીકળે કે જેથી ફક્ત એક નાની ટુકડી બનાવી શકાય તો તેવડી એક ટુકડી (પેટ્રોલ)ને સ્કાઉટસ બનાવી લે અને તે લોન પેટ્રોલ કહેવાય.

### પેટ્રોલ—ટુકડી.

પેટ્રોલની અંદર છ થી આઠ સ્કાઉટ હોય છે તેમાં એકને નાયક બનાવી તેને પેટ્રોલ લીડર કહેવામાં આવે છે. અને બીજાને તે લીડર પોતાનો સેકન્ડ બનાવે છે. તે લીડર પોતાની પેટ્રોલ માટે જવાબદાર રહે છે.

## ટ્રુપ—સેના

બેથી ચાર પેટ્રોલ મળી એક ટ્રુપ થાય છે અને તે સ્કાઉટ માસ્ટરના હાથ નીચે રહે છે. તેની મદદમાં એક કે વધારે આસિસ્ટન્ટ સ્કાઉટ માસ્ટર હોય છે. અને તે બધા ન હોય ત્યારે ટ્રુપનું ધ્યાન રાખવા એક સરદાર નીમાય છે જે ટ્રુપ લીડર કહેવાય છે.

**કોર્ટ ઓફ ઑાનર**—સ્કાઉટ માસ્ટર, આ સ્કાઉટ માસ્ટરો, ટ્રુપ લીડર, પેટ્રોલ લીડરો તથા પેટ્રોલ સેકન્ડો મળી એક મંડળ બને છે તે કોર્ટ ઓફ ઑાનર કહેવાય છે,

આ કમિટિ ટ્રુપના કામની દરેક જાતની દેખરેખ રાખે છે અને દર મહિને બે અથવા ચાર વાર મળે છે. ટ્રુપને માટે પોગ્રામ નક્કી કરે છે અને કાંઇ ન્યાય આપવાના હોય તો તે કામ પણ તેજ કરે છે.

## ટ્રુપ કમીટી—

તે સિવાય મોટેરાંની એક કમીટી સ્થપાય છે જે ટ્રુપ કમીટી કહેવાય છે અને તે ટ્રુપની મતા હોય તો તેનું તેમજ સ્કાઉટ્સ માટે કામકાજ સંબંધી તથા ટ્રુપ માટે પૈસાં સંબંધીની વ્યવસ્થા કરે છે.

## અમલદારો—

સ્કાઉટના દરેક અમલદારને હેડ ક્વાર્ટર્સ (મુખ્ય મથક) તરફથી વૉરન્ટ એટલે કે અમલદાર તરિકે કામ કરવાની રજા આપવામાં આવે છે.

## લોકલ ઍસોસિએશન

જ્યાં આગળ સ્કાઉટિંગ ચાલુ હોય અને સ્કાઉટ ટ્રુપો હોય ત્યાં આગળ આ હિલચાલ ચાલુ રહે તેવા પગલા લેનારા સંભાવિત ગૃહસ્થો તેમજ સ્થાનિક અમલદારોનું બનેલું એક મંડળ સ્થાપવામાં આવે છે જે લોકલ એસોસિએશન (સ્થાનિક મંડળ) કહેવાય છે. અરાઢ વર્ષની

ઉપરનો કોઇ પણ માણસ આ મંડળનો સભાસદ થઇ શકે છે. તેણે તે એસોસિએશનના કાયદા કાનુનો સ્વીકારવા જોઇએ અને જે નક્કી થઇ હોય તે વાર્ષિક ફી આપવી જોઇએ.

આ મંડળનો હેતુ એટલોજ છે કે આ હિલચાલને ટેકો આપવા, તેને ચલાવવા, અને સ્કાઉટોને હરેક રીતે મદદ આપવા મોટેરાંઓ તૈયાર થાય અને એક જુમ્મેદારીવાળું મંડળ બને.

**લાયકાત :—યુનિફોર્મ અને બૅજ.**

**કબ્ઝ.**

દાખલ થયાની તારીખ                    પાસ થયાની તારીખ

દાખલ થતી વખતની જન્મ તા.

પોતે નીચે પ્રમાણે જાણે છે કે નહિ તે વિષે કબ માસ્ટરને સંતોષ આપવો:

૧. કબના નિયમો.

૨. કબ સૅલ્યુટ અને નિશાનીઓના અર્થ અને ઉપયોગ.

આ પછી તે કબ વચન લે છે અને ટેન્ડરપૅડ તરિકે દાખલ થાય છે અને કબ યુનિફોર્મ અને બૅજ પ્હેરી શકે છે.

## યુનિફોર્મ.

ગળે રૂમાલ—પોતાના પૅક માટે જે રંગ રાખ્યો હોય તે રંગનો; ગળામાં તે રૂમાલ બાંધી છેડે બીજી ગાંઠ બાંધવી. એ બીજી ગાંઠ 'એક ભલું કામ હમેશ કરવું' એ યાદ રાખવા માટેની છે અને એ કામ કર્યું હોય તો તે દિવસે તે છુટે.

ગંજીફરાક—ભુરૂં, ખાખી, લીલું કે ભૂખરા રંગનું અથવા

કુડતું—સફેદ કે લીલું ટુંકી બાંયનું. ડાબી બાજુએ એક ગજવું જોઇએ.

ટુંકું પાટલૂન—ઘેરા ભૂરા રંગનું કે ખાખી.

પૅકમાં હરેક કબનું એક સરખા રંગનું જોઇએ.

ખભે પટ્ટી—સિક્સ (ટુકડી) માટે જે રંગ રાખ્યો હોય તે રંગની ત્રિકોણાકાર પટ્ટી કરી ડાબે ખભે બાંયને ઉપરથી સીવી લેવાની. ત્રિકોણની ટોચ ઉપર રહે.

ક્યાંનું પૅક છે તે ઓળખાવવા માટે પૅકના નામની પટ્ટી જમણે ખભે રાખવી.

ઈલાકો જણાવવા માટેની નિશાની—ડાબા ગજવા પર.

જોડા—કાળા કે બ્રાઉન, અથવા ચંપલ.

કૅપ (ટોપી)—લીલી-પીળી પટ્ટીવાળી.

મોજાં—કોઇ પણ રંગનાં લાંબા-ઘુંટણ નીચેથી થોડા વાળી નાખવા-એ વાળેલા ભાગમાંથી લીલી પટ્ટી બહાર દેખાતી રહે.

આ યુનિફૉર્મ સિવાય બીજું બહાર દેખાતું ન પહેરાય. કબને કામની કોઈ પણ ચીજ રાખી હોય તો તે બધાએ એક સરખી રાખવી.

કબબૅજ—કબ માસ્ટરના કહેવાથી એસોસિએ
તરફથી આ બૅજ અપાય છે અને તે ડ
ગજવા પર ભેરવવામાં આવે છે.

આ બૅજ, ગળે રૂમાલ અને ખભે પટ્ટી
જરૂરના છે.

જ્યારે કબ પોતાની પૅક છોડી જાય ત્યારે
ગળે રૂમાલ વગેરે બધી ચીજ પાછી અ
જાય છે; પછી જો કબ માસ્ટરને તે કબ લ
જણાય તો રાખવા પણ દે છે.

દર વરસે વચન ફરીથી લેવું પડે છે.

ટેન્ડર પૅડ થયાની તારીખ:—

કબ માસ્ટરની સહી:—

એકતારક કબ

પાસ કર્યાની તાર

એક તારક કબ ગણાવા
માટે નીચે પ્રમાણેનું જ્ઞાન
હોવું જોઇએ:—

(૧) કબ તરીકેનો ત્રણ માસનો અનુભવ—

(૨) યુનિયન જૅકની રચના અને તે કેમ ઉરાડવો—

(૩) 'રીફ નૉટ' 'શીટ બૅન્ડ,' 'કલોવહિચ' અને 'ફીશરમૅન્સ નૉટ, એ ચાર ગ્રંથીઓ અને તેમના ઉપયોગ–પારસલ સારીરીતે અને સ્વચ્છતાથી બાંધતાં આવડતું હોવું જોઇએ—

(૪) ગુલાટ ખાતાં, પોતાના જેવડા બીજા છોક-રાની પીઠ પરથી કુદી જતાં આવડવું જોઇએ. દશ વારને અંતરે ઉભેસો છોકરો ૭ વખતમાંથી ચાર વખત ઝીલી શકે તે પ્રમાણે ડાબા

અને જમણા હાથથી દડો ફેંકતાં આવડવું જોઇએ અને તેટલાજ અંતરથી કોઇ દડો ફેંકે તે ૭ વખતમાં ચાર વખત ઝીલવો જોઇએ—

(૫) સ્કાઉટ કસરતના પ્હેલા બે દાવ તેમના હેતુ સાથે આવડવા જોઇએ—

(૬) નખ સાફ રાખવા જોઇએ અને બરાબર કાતરવા જોઇએ. વાળ અને દાંત સાફ રાખવા જોઇએ. તેના કારણો જાણવા જોઇએ. અને નાકેથી શ્વાસ લેવાની અગત્ય જાણવી જોઇએ—

આ તારફ, કબ ઍજની

જમણી બાજુએ ફેરાય છે.
તારક મેળવ્યાની તારિખ-
કબ માસ્ટરની સહી:-

## દ્વિતારક કબ

દ્વિતારક કબ માટે નીચેનું જ્ઞાન હોવું જોઇએ:—

(૧) કબ તરિકેનો છ માસનો અનુભવ.

(૨) સેમાફોર કે મોર્સના મૂળાક્ષર વાવટાથી આવડવા જોઇએ અને ચારમાંથી ત્રણ અક્ષર ખરા મોકલતાં તથા લેતાં આવડવા જોઇએ.

(૩) હોકાયંત્રના આઠ ખૂણા જાણવા જોઇએ

(૪) રાષ્ટ્રગીતની બે કડી ગાતાં આવડવી જોઇએ.

(૫) પોતાની કમાણીની પોતાની બચાવેલી ઓછામાં ઓછી ચાર આનાની રકમ જોઇએ.

(૬) લાકડાની, ધાતુની માટીની કે કાર્ડ બોર્ડની કોઇ પણ ચીજ અથવા ભરેલી કે ગુંથેલી કોઇ પણ ચીજ પોતાની કરેલી તૈયાર જોઇએ. અથવા વાવટો કે ફુલોના આઠ રંગીન ચિત્રો તૈયાર કરવા જોઇએ.

(૭) પોતાના કપડાં ધોતાં તથા સંકેલતાં, પોતાનાં બૂટ સાફ કરતાં, અગ્નિ સળગાવી ચેતાવતાં આવડવું જોઇએ. દોડીને કે સાઇકલ

ઉપર પંદર શબ્દોનો સંદેશો ભૂલ વિના લઈ જવો જોઇએ કાગળ, પાંદડા, કચરો વગેરે લઈ લઈ બગીચો કે આંગણું સાફ કરી શકવું જોઇએ.

(૮) સ્કાઉટની કસરતના પાંચે દાવ પોતે કરતાં જાણવું જોઇએ અને તેમના હેતુ જાણવા જોઇએ.

(૯) આંગળી કપાઈ ગઇ હોય કે શરીરનો કોઇ ભાગ દાઝી ગયો હોય તો તે ભાગને સાફ કરી તે પર પાટો બાંધતાં આવડવું જોઇએ. તે ભાગમાં કચરો ભરાય તો શું થાય તે પણ જાણવું જોઇએ.

આ બૅજ કબ બૅજની ડાબી બાજુ પ્હેરાય છે.

બૅજ મેળવ્યાની તારિખઃ—

કબ માસ્ટરની સહીઃ—

## પ્રોફિશ્યન્સિ બૅજીઝ

કબ્ઝ નીચેના બૅજ મેળવી શકે.

| | પરીક્ષકની સહી | મેળવ્યાની તારીખ |
|---|---|---|
| Collector કલેક્ટર | | |
| Signaller સિગ્નલર | | |
| Observer ઑબ્ઝર્વર | | |
| Artist આર્ટિસ્ટ | | |
| Weaver વીવર | | |
| Wood worker વુડ વર્કર | | |
| First-Aider ફર્સ્ટ એઈડર | | |
| House orderly હાઉસ ઑર્ડર્લિ | | |
| Guide ગાઇડ | | |

Athlete એથલીટ
Teamplayer ટીમપ્લેયર
Swimmer સ્વિમર

ઉપરના બૅજો કેવી રીતે મેળવવા તેની રીત "વુલ્ફ કબ્ઝ હૅન્ડબુક" નામની ચોપડીમાં આપે છે.

આ બૅજ જમણા હાથપર અને ખભાં ને કોણી વચ્ચેના ભાગપર રખાય છે.

## અમલદારો અને તેમના યુનિફૉર્મ

**કબ સેકન્ડ—**

કબની ટુકડીનો નાયક જે સિકસર કહેવાય તે ન હોય ત્યારે તેને બદલે કામ કરી શકે તેવા એક કબને 'કબ સેકન્ડ' તરીકે કબ માસ્ટર નીમે છે.

તેનો યુનિફૉર્મ ટેન્ડર પૅડના જેવોજ હોય છે પણ ડાબા હાથની કોણીની પાંચ ઇંચ ઉંચેથી અર્ધો ઇંચ પ્હોળી પીળા રંગની પટી તેને પ્હેરવી પડે છે.

## સિકસર

૭ કબની ટુકડી પર ધ્યાન રાખવા કબ માસ્ટર
ેક કબને નાયક તરીકે નીમે છે. તે સિકસર
હેવાય છે. તે સ્કાઉટ પણ હોઇ શકે અને પૅક-
ડર સિવાય બીજા કબોથી ચડીઆતો ગણાય છે.

તેનો યુનિફૉર્મ ટેન્ડરપૅડના જેવોજ હોય છે
ણ તેને ડાબા હાથે કોણીથી પાંચ ઇંચ ઉંચે
પીળી પટી લગાવવી પડે છે. પટી અર્ધો ઇંચ
ડાળી જોઇએ.

## પૅકલીડર

આખી પૅકને માટે જરૂર લાગે તો એક સર-
ર નીમાય છે જે પૅકલીડર કહેવાય છે. તેનામાં
રદાર થવા લાયકના ગુણ હોવા જોઇએ. અને
ેઓથી ચડીઆતો ગણાય છે. તે ડાબે હાથે
યુ પીળી પટી લગાવે છે. કોઈ સ્કાઉટ પણ
લીડર થઈ શકે.

## આસિસ્ટન્ટ કબ માસ્ટર

તેનામાં કબ માસ્ટરના જેવીજ લાયકાત જોઇએ ઉમર નાની હોય તો ચાલે (અઢારની અંદર).

કબ માસ્ટરના જેવોજ યુનિફોર્મ તેને પ્હેરવાનો હોય છે. જે ડાબી બાજુના ગજવાના ઢાંકણના કાચની અંદર પ્હેરાય છે કે હૅટ પર પ્હેરાય છે.

## કબ માસ્ટર

કબ માસ્ટરને હેડક્વાર્ટર્સ તરફથી એક વૉરન્ટ આપવામાં આવે છે અને તેની રૂએ તે અમુક પૅકના કબ માસ્ટર તરિકે કામ કરી શકે છે જ્યારે તે અમુક પૅકના કબ માસ્ટર તરિકે કામ કરતા અટકે ત્યારે તેને તે વૉરન્ટ પાછું આપવું પડે છે. તે પૅક રજીસ્ટર થયલું હોવું જોઇએ અને વૉરન્ટ પાછું હેડક્વાર્ટર્સને એસોસિએશન મારફત પ્હોંચાડવાનું હોય છે.

કબ માસ્ટર તરિકે કામ કરવા માટે નીચેની લાયકાત જોઇએ—

(૧) 'સ્કાઉટિંગ ફૉર બૉય્ઝ', 'ધ પેટ્રોલ સિસ્ટમ' 'ધ વુલ્ફ કબ્ઝ હૅન્ડ બુક' આ ત્રણ પુસ્તકોનું અને નિયમોનું જ્ઞાન હોવું જોઇએ.

(૨) કબ્ઝ અને સ્કાઉટ્સ તરિકે છોકરાઓને કેળવવામાં મૂળ હેતુ ધાર્મિક અને નૈતિક શું છે તે બરાબર જાણવા જોઇએ.

(૩) છોકરાઓ ઉપર સારી નૈતિક છાપ પાડી શકે એવી પ્રતિષ્ઠા અને એવા ગુણ હોવા જોઇએ. ઉત્સાહ અને ખંત રાખી કામ પાર પાડવા માટે કાર્ય કરવાની શક્તિ અને દઢતા જોઇએ.

(૪) અઢાર વર્ષ ઉપરની ઉમર જોઇએ.

(૫) કબ્ઝ મળી કામ કરી શકે એવી એક કલબ રૂમ મેળવવાની શક્તિ જોઇએ.

(૬) સ્કાઉટ માસ્ટર કે કબ માસ્ટર તરિકેની નક્કી કરેલી તાલિમ મેળવેલી હોવી જોઇએ. અથવા તો ફર્સ્ટ કલાસ સ્કાઉટ તરિકેનો ત્રણ માસનો અનુભવ જોઇએ. ચીફ સ્કાઉટ કમિશનર

ખાસ રજા આપે તો એ અનુભવ વગરનો માણસ પણ કબ માસ્ટર તરિકે કામ કરી શકે.

(૭) એક પૅક કે ટ્રુપ સાથેનો ત્રણ માસના કામનો અનુભવ જોઇએ.

કબ માસ્ટરો અને સ્કાઉટ માસ્ટરો લોકલ ઍસોસિએશન તરફથી નીમવામાં આવે છે અને તે નિમણુક માટે ડિસ્ટ્રિક્ટ સ્કાઉટ કમિશ્નરની મંજુરી જોઇએ પછી હેડક્વાર્ટર્સ તરફથી વૉરન્ટ અપાય છે.

યુનિફૉર્મ-યુનિફૉર્મમાં જોઇએ તે કરતાં વધારે સાધનો રાખવાં નકામાં છે તેમજ લશ્કરી યુનિફૉર્મ અને સાધનો પણ સ્કાઉટ, માસ્ટરો કે કબ માસ્ટરો ન ધારણ કરી શકે.

કામ પર હોય ત્યારે કબ માસ્ટરે ખાખી ટુંકું પાટલુન, ખાખી ખમીસ, સ્કાઉટ પટો અને મોજાં અને જોડા, (કે ચંપલ), લીલી ટાઇ કે સ્કાર્ફ, જોઇએ તો હાથમાં જાડી લાકડી, વ્હિસલ

અને લૅનયાર્ડ, હૅટ કે ફેંટો, સ્કાઉટસને હોય તેવી ખભે પટી કે જેથી ટ્રુપ કે પૅક જાણી શકાય. સર્વિસ સ્ટારો અને સ્કાઉટ તરિકેના સાધનો પહેરવા જોઇએ.

કૅમ્પમાં કે રમત માટે ટુંકી બાંયનું ખમીસ, ટુંકું પાટલુન, હૅટ કે ફેંટો અને ગળે રૂમાલ એટલા સાધન બસ છે.

સ્કાઉટના અમલદારો કોટ કે લાંબું પાટલુન (બ્રીચીઝ) નજ પ્હેરી શકે.

કબ માસ્ટરનો બૅજ—લીલી જમીનપર રૂપાનો બૅજ ખમીસના ડાબી તરફના ગંજવાના કાસમાં રખાય છે. તે બૅજ હમેશ પ્હેરવો જોઇએ.

કબમાસ્ટરનીસહી તારીખ

કબ સેકન્ડ બન્યો:—

સિકસર થયો:—

પૅકલીડર થયો:—

આસિસ્ટન્ટ કબ માસ્ટર

રિકેનું વૉરન્ટ મળ્યું:—
મ માસ્ટર તરિકેનું વૉરન્ટ
ળ્યું:—

## સ્કાઉટ્સ

ના સ્કાઉટ તરિકે જોડાયો:-
ડાયો ત્યારે ઉમ્મર:—
ન્ટર ફુટ
પોતે નીચે પ્રમાણે જાણે છે તે બાબતને
ાઉટ માસ્ટરને સંતોષ આપવો:—
(૧) સ્કાઉટના નિયમોના
ર્થ અને તેના ઉપયોગો:
૨) સ્કાઉટની નિશાનીઓ
ને સલામ અને તેમની
ર્થ અને ઉપયોગ:—
૩) યુનિયન જૅકની
ના અને તેને ઉરાડવાની

ખરી રીતઃ—

(૪) રીફ, શાટ એન્ડ, ફીશર મૅન, શીપ શૅન્ક, ક્લોવહિચ અને બોલિન ગ્રંથીઓ અને તેમના ઉપયોગઃ—

(૫) સ્કાઉટની લાકડીના ઉપયોગઃ—

(૬) સ્કાઉટનો ફેંટો ઝડપથી અને સફાઇદાર બાંધવોઃ—

આ લાયકાત મેળવ્યા પછી તેનું વચન લેવાનું હોય છે અને પછીજ તે ટેન્ડરફુટ બને છે અને સ્કાઉટ યુનિફૉર્મ તથા બૅજ પ્હેરી શકે છે.

## યુનિફૉર્મ

૧ ગળે રૂમાલઃ—ટ્રુપ માટે નકકી કરેલા રંગનો ત્રિકોણ આકારનો ઓછામાં ઓછી ૩૦

ઇંચ લાંબી બે બાજુવાળો રૂમાલ ગળાની આસપાસ ટાઇનૉટથી ઝુલતો બંધાય છે અને નીચેના બે છેડાની બીજી ગાંઠ રખાય છે. આ બીજી ગાંઠ દરેક સ્કાઉટે એક ભલું કામ-ગુડ ટર્ન-હમેશ કરવાનું છે તેની યાદ આપે છે.

૨ શર્ટ-ખાખી, લીલા, ભૂરા કે રાખોડી રંગનું બે ગજવાવાળું તથા ખભે પટાવાળું, બટન ખાખી કે બ્રાઉન જોઇએ. સફેદ ન ચાલે.

૩ શૉર્ટ્સ-(ટુંકું પાટલુન)-ખાખી કે ભૂરૂં.

૪ હૅટ-સ્કાઉટ હૅટ-પ્હોળી કોરવાળી.

ફેંટો-લીલો, ખાખી, ગળી જેવા રંગનો કે મેરૂન કે સારીઆ રંગનો આખી ટ્રુપ માટે એક સરખો રંગ જોઇએ.

૫ પટો-ખાખી ગુંથેલો કે બ્રાઉન ચામડાનો; તેને સ્કાઉટ બકલ ભેરવવાની ચાંપ અને કડીઓ જોઇએ.

૬ સ્ટાફ—પાંચથી સાડાપાંચ ફુટ લાંબો સવા ઇંચ વ્યાસવાળો. ફુટ ને ઇંચના કાપાવાળો
૭ ખભેપટી—૭ ઇંચ લાંબી, પોણો ઇંચ પ્હોળા. પેટ્રોલ માટે જે રંગ નક્કી થાય તે રંગની ડાબા ખભાપર પ્હેરાય.
૮ ખભાનો બૅજ—એક ઇંચ પ્હોળી પટ્ટી—ઉપર ટ્રુપનું નામ છાપેલું કે ભરેલું જમણા ખભાપર પ્હેરાય.

[ ઇલાકાની નિશાની—હોય તો ડાબા ગજવાપર, રખાય ]

૯ વૉટર બૉટલ—જમણે ખભે ભેરવાય (રાખવી હોય તો).
૧૦ હૅવરસૅક—ખાખી કપડાની (રાખવી હોય તો).
૧૧ સ્કાઉટ ચપ્પુ—પટામાં કડીમાં ભેરવવાનો.
૧૨ લૅનયાર્ડ—દોરી—વ્હીસલ (કે ચપ્પુ) ભેરવવા માટે.
૧૩ દોરી—ગુંચળું—ત્રણવાર લાંબી અર્ધો ઇંચ

પરિધાનવાળી ડાબી બાજુએ કડીમાં ભેરવવાની.

૧૪ સ્કાઉટ કુહાડી–ધરા સાથે પટામાં જમણી બાજુ રખાય.

૧૫ મોજાં–ગમે તે સાદા રંગના–ખાખી રંગના સારાં ઘુંટણુ નીચેથી કોર વાળીને પહેરવાના. વળેલી કોરમાં ગાર્ટર રાખી તેમાંથી લીલા-રંગની પટી બહાર લટકતી દેખાય તેમ રાખવાની.

૧૬ હોલ બુટ કે જોડા (કે ચંપલ)–બ્રાઉન કે કાળા. ચંપલ હોય તો મોજાં ન જોઇએ.

આટલી ચીજો બહાર દેખાય એમ રહેવી જોઇએ. બીજી ચીજો સ્કાઉટ પોતાની પાસે રાખે તો તે બધી તેના હૅવરસૅકમાં રહેવી જોઇએ. ઉપરની ચીજોમાં પહેલી આઠ અને ૧૫ અને ૧૬ (અથવા એકલા ચંપલ) એ સ્કાઉટ યુનિફૉર્મમાં ખાસ જરૂરની ચીજો છે. એટલી તો દરેક સ્કાઉટ પાસે જોઇએજ; બાકીને માટે જેમ બને તેમ યુનિફૉર્મિટિ (એકતા) જળવાય તેમ સારૂં.

ગામડાઓમાં ખાસ કારણોને અંગે યુનિફૉર્મ ધીમે ધીમે દાખલ કરાય તો ચાલે પણ તે માટે લોકલ ઍસોસિએશનની ભલામણથી હેડક્વાર્ટર્સની રજા મેળવી લેવી જોઇએ. અને તે વખતે પણ સ્કાફ, ગળે રૂમાલ અને ખભેપટ્ટી એ ત્રણ ચીજો તો જોઇએજ. બીજો યુનિફૉર્મ ધીમે ધીમે વગે પડતાં કરાવી લેવો પણ તેમાં બધાનો સરખી રીતે સાથે તૈયાર થતો જાય તે સારૂં. પછી એક ફુલ યુનિફૉર્મમાં હોય અને બીજો અર્ધો યુનિફૉર્મ પ્હેરી આવે અને ત્રીજો ધોતીયાંભેર ઉભો રહે તે સારૂં ન દેખાય. બધા પાસે યુનિફૉર્મ ન હોય તો કોઇને ન પ્હેરવા દેવો.

## સ્કાઉટ બૅજ

સ્કાઉટ માસ્ટરની ભલામણથી લોકલ ઍસો-સિએશન તરફથી આ બૅજ આપવામાં આવે છે. ઍસોસિએશન ન હોય તો હેડક્વાર્ટર્સ તરફથી મળી શકે છે. ખમીસના ડાબા ગજવાના ક્રોસમાં

તે બૅજ પહેરાય છે. સાદા ડ્રેસ પર પણ બૅજ પ્હેરી શકાય. હમેશ પાસે બૅજ રાખવો સારો. કોઇ સ્કાઉટ પેટ્રોલ લીડર થાય ત્યારે તેણે પોતાનો પિત્તળનો બૅજ પાછો આપી તે બદલે પેટ્રોલ લીડરનો સફેદ ધાતુનો બૅજ મેળવી લેવો.

સ્કાઉટને પણ ટ્રુપ છોડે ત્યારે બૅજ રાખવા કે પાછા આપવા સંબંધી કબને માટેના નિયમો લાગુ પડે છે.

ટેન્ડરફુટ બન્યાની તારીખઃ—

સ્કાઉટ માસ્ટરની સહીઃ—

## સેકન્ડ ક્લાસ સ્કાઉટ

**લાયકાતઃ—**

| | પાસ કર્યાની તારિખ |
|---|---|
| (૧) ટેન્ડરફુટ તરિકે એક માસનો અનુભવ અને સ્કાઉટના નિયમો અને તેના ઉપયોગનું જ્ઞાન— | |

(૨) રાષ્ટ્રગીત ગાવાનું કામ અને "God save the King" ની એક કડી ગાવાનું કામ—

(૩) તાત્કાલિક ઉપાયો માટે જરૂરનું થોડું જ્ઞાનઃ–

સાદા ઘા અથવા જખમ કે કાપ પર મલમ પટ્ટા કરવાનું કામ. ત્રિકોણાકાર પાટો અને હાથ પગ પર તેનો ઉપયોગ. હાથની ઝોળી બનાવવી. લોહી નીકળતું હોય અથવા પડતું હોય તેને અટકાવવું. ટુર્નિકેટ બનાવવાનું અને તેનો ઉપયોગ. હાથ કે પગનું હાડકું, જડબું કે હાંસડી

ભાંગી જાય તો તેનું શું કરવું. એકલા કે બીજાઓની સાથે મળી દરદીને કેવી રીતે લઇ જવો એ વગેરે જાણવું જોઇએ:—

(૪) સેમાફોર અથવા મોર્સની રીતે હરેક અક્ષર જાણવા અને તે પદ્ધતિથી ટુંકા સંદેશા મોકલી આપતાં જાણવા. ઝડપ જોવાની નહિ:

(૫) સામાન્ય ઉપયોગની કોઇ પણ વસ્તુ જાતે તૈયાર કરવી :-

(૬) કોઇ પણ ઝાડ કે છોડ રોપવો અને તેને ઉછેરવો:—

(૭) ઓછામાં ઓછી

સાડા અગીઆર મીનીટમાં અને વધારેમાં વધારે સાડા બાર મીનીટમાં એક માઇલ સ્કાઉટ ઝડપે જવું:—
( Scout's pace થોડા પગલા ચાલવા અને તેટ-લાજ પગલા દોડવા એમ વારા ફરતી કરતા ચાલ્યા જવું.)

(૮) વધારેમાં વધારે બૅજ દિવાસળીની મદદથી ખુલ્લા માં અગ્નિ ચેતાવી સળ-ગાવવો અને પોતાના જેટલી રસોઇ પકાવવી:—

(૯) એક મીનીટમાં ૨૪ જુદી જુદી ચીજો જોવી અને તે બે મીનીટમાં

લખી કાઢવી. ઓછામાં ઓછી ૧૬ ચીજ ખરી લખેલી જોઈએ. (Kim's game) અથવા ૨૫ મીનીટમાં અર્ધા માઇલ સુધી પગલાં પારખવા જવુ:—

(૧૦) હોકાયંત્રના સોળ ખુણા જાણવા અને ઓછા માં ઓછા બે તારા મંડળ-ની મદદથી ઉત્તર દિશા શોધી કાઢવી:—

(૧૧) પોતાની કમાણીના બચેલા પૈસામાંથી ઓછામાં ઓછા આઠ આના સેવિંગ બેંકમાં (સ્કાઉટની) મુકવા:

(૧૨) લાગલાગટ અથવા જુદી જુદી વખતે ત્રણ

દિવસ પુરા બહાર કૅમ્પીંગ
માટે જવું:—

સેકન્ડ કલાસનો બૅજ કપડાં પર ગુંથેલે આવે છે અને તે ડાબા હાથ પર ખભા નીચેથી ખમીસ પર સીવી લેવો. આની સાથે સ્કાઉટ બૅજ (પીત્તળનો-ટેન્ડર ફુટનો) તો પ્હેરવોજ.

બૅજ મેળવ્યાની તારીખ:-

સ્કાઉટ માસ્તરની સહી:—

**ફર્સ્ટ કલાસ સ્કાઉટ:—**

પ્હેલા વર્ગના સ્કાઉટ થવા માટે નીચેની બાબ તોમાં સેકન્ડ કલાસ સ્કાઉટે પાસ થવું જોઇએ. તેની કસોટી એસોસિએશને નક્કી કરેલા લાયક પરીક્ષક પાસે આપવી જોઇએ.

પાસ કર્યાની તારીખ

(૧) પચ્ચાસ વાર તરી જવું.
(સ્કાઉટની તબીયતને માટે
તરવું સારૂં નથી એમ ડાકટર

ર્ટિફિકેટ લખી આપે તેની પાસે ઍમ્બ્યુલન્સ ફેશ્યન્સ બૅજ હોવો ઇએ)

એક મહિના સુધી અંગ તના ત્રણ દાવ કરવા એ અને બારી ખુલ્લી ો માથે ઓઢ્યા વિના )

) ઓછામાં ઓછા દશ તા છોડ, દશ ફુલઝાડ, ઝાડ પારખવા અને નામ જાણવા જોઇએ. ામાં ઓછા છ પક્ષી- ા અવાજ જાણવા એ અને ઓછામાં ા છ પ્રાણીઓના પગલાં

પારખવા જોઇએ:—

(૩) એક મીનીટમાં સેમાફોર પદ્ધતિથી ૨૦ અક્ષર અથવા મોર્સ પદ્ધતિથી ૧૬ અક્ષરનો સંદેશો મોકલવો જોઇએ:—

(આંકડાઓ અને બીજી નિશાનીઓ પણ જાણવી.)

(૪) પગે ચાલીને અથવા એકલા અથવા કોઇ બીજા એક સ્કાઉટની મદદથી હોડી હંકારી સાત માઇલ જવું અને બીજે રસ્તે થઇ પાછા ફરવું. રેલ્વે સિવાય કોઇ પણ વાહનનો ઉપયોગ કર્યો હોય તો પંદર માઇલ જઇ પાછા આવવું. એકાદ રાત્રિ

બહાર પસાર કરી હોય તો સારૂં:—

સ્કાઉટિંગમાં જરૂરના મુદ્દાઓ રસ્તે ચાલતાં તપાસ્યા છે કે કેમ તે જણાય એવી રીતનો રીપોર્ટ કરવો:

(૫) ઓછામાં ઓછા ૭ જુદા જુદા પ્રસંગે સ્કાઉટ માસ્તરને અંતર, ક્ષેત્રફળ, કદ, સંખ્યા ઉંચાઈ અને વજન માપવામાં સંતોષ આપવો:—

૨૫ ટકા જેટલી ભૂલ ચાલવા દેવામાં આવે.

(૬) પરીક્ષક કહે તે પ્રમાણે નીચે આપેલા કોઈ પણ અકસ્માત વખતે તાત્કાલિક

મદદના શા ઉપાય લેવા તે જણાવવું:—

આગ લાગવી; ગાડી લઇને ઘોડાનું દોડીજવું; માણસનું ડુબી જવું; ગટરમાંની ઝેરી હવા લાગવી; બરફ તુટી માણસનું ગરક થઇ જવું; વીજળીનો આચકો લાગવો; લૂ લાગવી અને મૂર્છિત થવું; સાપ, જીવડાં કે કુતરાનું કરડવું; હાડકું ભાંગી જવું; લોહી વ્હેવું; જખમ પર પાટા બાંધવા; ડુબી ગયલા જણાતા માણસને જાગૃત કરવો.

(૭) ખુલ્લામાં કૅમ્પ ફાયર પર સંતોષ કારક રીતે રસોઈ પકવવી.

(૮) નકશાની ખાસ નિશાનીઓ વાંચવી અને સમજી શકાય તેવો નકશો ચીતરવો. સૂર્યની ગતિથી, છાંયડો કે તારા મંડળની મદદથી હોકાયંત્ર વગર ઉત્તર દિશા શોધી કાઢવી:-

(૯) ઓછામાં ઓછા સાત દિવસ (તેમાં ત્રણ દિવસ લાગલાગટ) કૅમ્પીંગ પર જવું. એક માણસ સુઇ શકે તેવું મ્હોટું ઝુંપડું બનાવવું અને તે પર છાપરૂં બનાવવું. (છાપરા માટે બનાવેલી ચીજો ન વાપરવી—સ્હેલાઇથી મળે તેવી ચીજોથી બનાવવું.)

(૧૦) અડધા કલાકમાં અડધા માઇલનો રસ્તો નિશાનીઓ જોઇએ કે પગલાં કે બીજી ચીજો જોઇ કાપવો

(૧૧) પોતાના તાલુકા માંની રેલ્વેઓ, રસ્તાઓ નદીઓ, ન્હેરો, કયાંથી વહે છે અને કયાં મળે છે તે જ્ઞાન સાથે જાત્રાના સ્થળો અને વખત વગેરેની માહિતી જોઇએ. નજીકના સ્ટેશનપર ચાલતી ટ્રેનોના આવવા જવાના વખત જાણવા જોઇએ. મુસાફરો માટે સગવડતા કયાં થઇ શકે તેવી જગ્યાઓ અને પાસેમાં પાસે ડોકટર કે દવા

ખાનું કયાં મળે તે જાણવું જોઇએ.

(૧૨) સાધારણ કદના ઝાડ કે લાકડાં કાપવા અને કુહાડીનો ઉપયોગ જાણવો અથવા સુતારી કે લુહારી કામનો કોઈ પણ સંતોષ-કારક નમુનો બનાવવો.

(૧૩) ટેન્ડરફુટ બૅજ માટે કોઇ પણ નવા છોક-રાને તૈયાર કરવો.

(જો નવાની જરૂર ન હોય તો મોકુફ રાખી શકાય પણ મહિનામાં તૈયાર કરી આપવોજ જોઇએ. નહિ તો ફર્સ્ટ કલાસ બૅજ પાછો આપી દેવો.)

સ્કાઉટ માસ્તરના તથા પરીક્ષકોના કહેવાથી સ્કાઉટને ઉપલો બૅજ મળી શકે છે. તે ખભાને કોણીની વચમાં ડાબા હાથ પર સેકન્ડ કલાસ બૅજની જગ્યાએ પહેરાય છે.

બૅજ મેળવ્યાની તારીખ:–
સ્કાઉટ માસ્તરની સહી:–
પરીક્ષકોની સહી:–

ખાસ કરી ત્રીજી, છઠ્ઠી અને આઠમી લાયકાત માટે પરીક્ષકો નીમવા જોઇએ.

## King's Scouts.

## કિંગ્ઝ સ્કાઉટ

ફર્સ્ટ કલાસ સ્કાઉટ હોવો જોઇએ અને નીચેના બૅજમાંના ચાર મેળવેલા હોવા જોઇએ. જેમાં

પાથ ફાઇન્ડર અથવા પબ્લિક હેલ્થમૅન એમાંથી એક બૅજ અવશ્ય જોઇએ. બાકીના ત્રણ નીચે-માંથી જોઇએ:

| | પરીક્ષકની સહી. | પાસ કર્યાની તારિખ |
|---|---|---|
| ઍમ્બ્યુલન્સ | | |
| ફાયરમૅન | | |
| સાઇકિલસ્ટ | | |
| માર્ક્સમૅન | | |
| રેસ્કયુઅર | | |
| સિગ્નલર | | |
| હૅન્ડિમૅન | | |
| હેલ્પર | | |
| ઇન્ટર્પ્રિટર | | |

આના બૅજ તરિકે કપડાપર ગુંથેલો કાઉન છે. તે ડાબા હાથપર ફર્સ્ટ કલાસ બૅજની ઉપર પહેરાય છે અને તેની આસપાસ તે માટે પાસ કરેલા બૅજીઝ પહેરાય છે.

કિંગ્ઝ સ્કાઉટ બૅજ મેળ-
વ્યાની તારિખઃ—

સ્કાઉટ માસ્તરની સહીઃ—

## પ્રાફિશ્યન્સિ બૅજીઝ-નિપુણતા બૅજ.

આ બૅજીઝ માટેની અરજી સ્કાઉટ માસ્તરો મારફત ઍસોસિએશનના સેક્રેટરી પર જવી જોઇએ અને સેક્રેટરી તે વિષે પ્રૉવિન્શ્યલ કાઉન્સિલના સેક્રેટરી પર અરજી કરશે.

સેકન્ડ ક્લાસ કે ફર્સ્ટ ક્લાસ સ્કાઉટ હોય તેજ આ બૅજ મેળવી શકે (ચાર બૅજ મેળવ્યા પછી બીજા વધારે બૅજ ફર્સ્ટ ક્લાસ સ્કાઉટ થયા પછીજ મેળવાય)

ઍસોસિએશને નક્કી કરેલા ઓછામાં ઓછા એક સ્વતંત્ર અને જાણકાર પરીક્ષક પાસે બૅજ ધારણ કરવાની લાયકાત માટેની કસોટી કરાવવી પડશે. કિંગ્ઝ સ્કાઉટ માટેના બૅજીઝની કસોટી

દર સાલ આપવી પડશે જો આ સરતો પ્રમાણે ન ચલાય તો બૅજીઝ પાછા આપવા પડશે

આ નિપુણતા બૅજીઝ નીચે પ્રમાણે છે. કિંગ્ઝ સ્કાઉટ માટેના બૅજીઝ માટે * નિશાની કરેલી છે.

| બૅજ | પરીક્ષકની સહી | પાસ કર્યાની તારીખ |
|---|---|---|
| *Ambulance man. | | |
| Airman | | |
| Artist | | |
| Athlete | | |
| Basket worker | | |
| Bee farmer | | |
| Blacksmith | | |
| Boatman | | |
| Book-binder | | |
| Bugler | | |
| Camper | | |
| Carpenter | | |
| Clerk | | |

| બૅજ | સહી | તારીખ |
|---|---|---|
| Cook | | |
| *Cyclist | | |
| Dairyman | | |
| Electrician | | |
| Engineer | | |
| Entertainer | | |
| Farmer | | |
| *Fireman | | |
| Friend to animals | | |
| Gardener | | |
| Gymnast | | |
| Handyman | | |
| Healthyman | | |
| *Helper | | |
| Herbalist | | |
| Horseman | | |
| *Interpreter | | |
| Laundryman | | |

| બૅજ | સહી | તારીખ |
|---|---|---|
| Leather worker | | |
| *Marksman | | |
| Mason | | |
| Master-at-arms | | |
| Metal worker | | |
| Miner | | |
| Missioner | | |
| Musician | | |
| Naturalist | | |
| *Pathfinder | | |
| Photographer | | |
| Pilot | | |
| Pioneer | | |
| Piper | | |
| Plumber | | |
| Potter | | |
| Poultry farmer | | |
| Printer | | |

| બૅજ | સહી | તારીખ |
|---|---|---|
| Prospector | | |
| *Public health man | | |
| Rescuer | | |
| Sea fisherman | | |
| *Signaller | | |
| Silversmith | | |
| Sportsman | | |
| Stalker | | |
| Starman | | |
| Surveyor | | |
| Swimmer | | |
| Tailor | | |
| Telegraphist | | |
| Timber worker | | |
| Thriftyman | | |
| Watchman | | |
| Weaver | | |
| Weatherman | | |
| Woodman | | |

# પ્રશંસાપાત્ર સેવા માટેના બૅજીઝ.

૧ ઑલ રાઉન્ડ કૉર્ડ્ઝ-નીચેની લાયકાતવાળા સ્કાઉટ જમણે ખભે આ કૉર્ડ્ઝ ભેરવી શકે.

ઑલ રાઉન્ડ કૉર્ડ્ઝના ત્રણ દરજ્જા છે:—

(अ) ૭ પ્રૉફિશ્યન્સિ બૅજીઝવાળા માટે-ફક્ત ફર્સ્ટ કલાસ સ્કાઉટજ પહેરી શકે.

(ब) બાર બૅજવાળા માટે—કિંગ્ઝ સ્કાઉટજ પહેરી શકે.

(क) અઢાર બૅજવાળા માટે—કિંગ્ઝ સ્કાઉટજ પહેરી શકે.

## ૨ સર્વિસ બૅજીઝ

(अ) એક વર્ષના નિયમિત કામ માટે દર વર્ષ દીઠ એક સફેદ તારક કબ્ઝ, સ્કાઉટ્સ, સીનીઅર સ્કાઉટસ અને અમલદારો ડાબા ગજવાપર ભરાવ શકે. કોઈ કબ કે સ્કાઉટ તે તારક માટે લાયક છે કે નહિ તેની શંકા લાગે તો તે માટે કબ

માસ્તર કે સ્કાઉટ માસ્તર નક્કી કરે તો અપાય.

(બ) પાંચ વર્ષના તારકોને બદલે એક "પંચ વર્ષીય તારક" લટકાવી શકાય.

ઉપર કહેલા બૅજીઝ સિવાયના બીજી કોઇપણ જાતના બૅજીઝ કે કૉર્ડઝ કે ચાંદ, યુનિફૉર્મ પર ન પહેરાય. કિંગ્ઝ મેડલો, ઑર્ડરો કે વૉર મેડલો મેળવ્યા હોય તો તે પહેરી શકાય.

## દરજ્જાવાળા અમલદારો

### પેટ્રોલ સેકન્ડ

પેટ્રોલ લીડર ન હોય ત્યારે તેનું કામ કરવા અથવા તો તેને કામમાં મદદ કરવા લીડર પોતેજ પોતાની પેટ્રોલના એક સ્કાઉટને પોતાના મદદનીશ તરીકે લે છે તેને પેટ્રોલ સેકન્ડ કહેવાય છે પેટ્રોલ સેકન્ડ ડાબા ગજવા પર ત્રણ ઇંચ લાંબી અર્ધો ઇંચ પ્હોળી એક સફેદ પટી પહેરે છે.

### પેટ્રોલ લીડર

કોર્ટ ઑફ ઑનરની સંમતિથી કે પેટ્રોલની

પસંદગીથી પેટ્રોલનો સરદાર નક્કી થાય છે. તે બધા સ્કાઉટોથી ઉંચા દરજ્જાનો ગણાય છે. તેની લાયકાત નીચે પ્રમાણેની હોવી જોઇએઃ—

(અ) તે ફર્સ્ટ ક્લાસ હોવો જોઇએ.

(બ) પોતાની પેટ્રોલને ડ્રિલ, અંગકસરત, ટેન્ડરફુટ અને સેકન્ડ ક્લાસની કસોટીઓ કરાવતાં આવડવું જોઇએ.

સ્કાઉટના યુનિફૉર્મના ડાબા ગજવા પર ત્રણ ઇંચ લાંબી અર્ધો ઇંચ પહોળી બે પટ્ટીઓ (સફેદ) પહેરે છે. ટેન્ડરફુટ બૅજને બદલે સફેદ ધાતુનો બૅજ (ટ્રેફૉઇલ) પહેરવાનો હોય છે.

જો ઉપલી લાયકાતવાળો એક પણ સ્કાઉટ ન હોય તો તરતને માટે કોઇ ચાલાક સ્કાઉટને લીડર તરિકે નીમી શકાય છે. લીડર તરિકે લાયકાત મેળવ્યા પછી સફેદ બૅજ મેળવાય છે. અને તે વખતે પિત્તળનો બૅજ પાછો આપવો પડે છે.

## સીનીઅર પેટ્રોલ લીડર અથવા ટ્રુપલીડર

ટ્રુપની દેખરેખ રાખવા સ્કાઉટ માસ્તર એક સીનીઅર પેટ્રોલ લીડર નીમી શકે છે. તેની લાયકાત નીચે પ્રમાણે જોઇએ:—

(अ) "સ્કાઉટિંગ ફૉર બૉય્ઝ" અને "ધ પેટ્રોલ સિસ્ટમ" એ બે પુસ્તકોનું જ્ઞાન જોઇએ.

(ब) ટ્રુપ ચલાવવાની શક્તિ અને સ્કાઉટને ફર્સ્ટ ક્લાસ સ્કાઉટ બનાવવાની શક્તિ જોઇએ.

(क) પુરેપુરી લાયકાતવાળા પેટ્રોલ લીડર તરિકે ૭ માસનો અનુભવ જોઇએ.

યુનિફૉર્મ પર ડાબા ગજવા પર ત્રણ ઇંચ લાંબી અર્ધો ઇંચ પ્હોળી ત્રણ પટી આ લીડરે પહેરવાની હોય છે.

## આસિસ્ટન્ટ સ્કાઉટ માસ્તર

કબ માસ્તરના જેવીજ લાયકાત આસિસ્ટન્ટ સ્કાઉટ માસ્તરની જોઇએ. સ્કાઉટને મળે છે તેમ તેમને પણ વૉરન્ટ મળે છે.

સ્કાઉટના જેવાજ યુનિફોર્મ અને બૅજ જોઇએ. પણ બૅજ પર જમીન રાતી હોય છે. અને ખભે પટી રાતી હોય છે.

**સ્કાઉટ માસ્તર**

કબ માસ્તરના જેવીજ લાયકાત જોઇએ ઉમર ૨૦ વર્ષથી ઉપર જોઇએ. તેના બૅજની જમીન લીલી હોય છે અને સફેદ ખભે પટી હોય છે.

## ધી ઍન્ડ હાઉલ—બુલ્ડ કબની.

દરેક કબને આ હાઉલ (બુમ) જાણવી જરૂરની છે. સઘળા કબને આ હાઉલ સાથે બોલવા માટે નીચેની રીત છેઃ—

કબ્જને ઘોડાની નાળ જેવા આકારમાં ગોઠવી વરૂની જેમ બન્ને હાથ ઉભા સીધા મ્હોં આગળ જમીન પર રાખી ઉબડા બેસાડી સામે ઉઘાડી જગ્યા રહે તેમાં કબ માસ્ટરે બેસી આ હાઉલ બોલાવવી. બેસતી વખત દરેકના આંગળાંજ જમીને અડકે અને માથું ઉંચું રાખે.

પછી માસ્તરની સાથે બધા કબ એકી વખતે બોલે.

કબ માસ્તર અકેલા ( Akela ) કહેવાય છે અને આ હાઉલથી દરેક કબ અકેલાને વચન આપે છે. પ્હેલી લીટી જેમ બને તેમ લંબાવીને બોલવાની છે.

"અ......કે......લા,...,વી'...લ...ડૂ... ...આ......વ......ર...બેસ્ટ. ( અર્થ-હે અકેલા અમારી ફરજ બજાવવા ' અમારાથી બનતું કરશું )

'બેસ્ટ' કહેતાની સાથેજ કુદકો મારી ઉભા થઇ રહી ઍલર્ટ રહી બન્ને હાથે કબ સૅલ્યુટ આપે છે.

પછી અકેલા કહે છે-ડિબ, ડિબ, ડિબ, ડિબ. (અર્થ: DYB=do your best. તમારાથી બનતું કરો )

છેલ્લા 'ડિબ' બોલતાની સાથેજ બધાજ ડાબો હાથ મૂકી દે છે. જમણા હાથની સલામ રાખી

મુકે છે અને જવાબ આપે છે. વી'......લ ડૉબ, ડૉબ, ડૉબ, ડૉબ.

( અર્થ- We'll DOB=we will do our best. અમે અમારાથી બનતું કરશું. ).

છેલ્લા 'ડૉબ' કહેતાની સાથેજ જમણો હાથ પણ મૂકી દેવો અને અક્કડ ઉભા રહેવું. થોડી-વાર તે પ્રમાણે ઉભા રહી પછી બીજું કામ કરવા માંડે.

## ધી કબ સૅલ્યુટ—કબની સલામ

કબ હંમેશાં બે આંગળીથી સલામ કરે. અંગુઠા પાસેની બે આંગળી જરાં પ્હોળી રાખી અંગુઠા પાસેની આંગળી લમણે • અથવા ટોપીની કોરે લગાડવી. અંગુઠો અને બીજી બે આંગળી વળેલી રાખવી.

## ધી સ્કાઉટ સૅલ્યુટ—સ્કાઉટની સલામ

સ્કાઉટ હંમેશાં ત્રણ આંગળી સીધી રાખી સલામ કરે છે. નાની આંગળી અને અંગુઠો

વળેલાં રાખે. નાની આંગળીનો નખ અને અંગુઠાનો નખ એકબીજાને અડકે. આંગળીઓ લમણે લાગે અથવા હૅટની કોરણને લાગે તેવી રીતે સલામ ભરવી.

કુખની બે આંગળી અને સ્કાઉટની ત્રણ આંગળી એ તેમના ઍક ત્રણ વચન લેવાના છે-તે સંખ્યા બતાવે છે અને વળેલા આંગળા એક બીજાને અડકેલા રાખવા તે દરેક સ્કાઉટ બંધુનું બંધુત્વ દેખાડે છે.

## ફૂલ હાફ સેલ્યુટ

ખાસ વચન લેવાની ક્રિયા વખતે દરેક સ્કાઉટે આ સલામ આપવી પડે છે. આ સલામ ભરેલી રાખીનેજ વચન લેવાનું હોય છે. આ સલામ વખતે લમણે હાથ ન લગાડતાં હાથની કોણી કમર પાસે આખો હાથ શરીરની સાથેજ રહે એમ રાખી આંગળા ખભા પાસે રાખી સ્કાઉટ સેલ્યુટ આપવી.

# The Investiture Ceremony.

## કબ અથવા સ્કાઉટનું વચન લેવાની ક્રિયા.

કોઇ પણ સ્કાઉટિંગમાં જોડાય અને એક મહિનની તાલિમ લે એટલે કે ટેન્ડરફુટ કે ટેન્ડરપૅડ થવાને લાયક બને એટલે આ ક્રિયા કરી તેની પાસે વચન લેવડાવી તેને તેનો બૅજ આપવામાં આવે છે અને તે ખરો સ્કાઉટ કે કબ બને છે. આ ક્રિયા નીચે પ્રમાણે છેઃ—

બધા સ્કાઉટોને ઘોડાની નાળ જેવા આકારમાં ઊભા રખાયછે. અને આગળના ભાગમાં પહેલા અને છેલ્લા સ્કાઉટની લીટીમાં વચમાં યુનિયન જૅક રાખવામાં આવે છે. તે યુનિયન જૅક આગળ આ ક્રિયા કરનાર, સ્કાઉટ માસ્તર, આસિસ્ટન્ટ સ્કાઉટ માસ્તર ઉભા રહે છે, ક્રિયા કરનાર સ્કાઉટમાસ્તર પોતે હોય; પણ સાધારણ રીતે બહારના કોઈ સ્કાઉટ અમલદારને હાથે આ ક્રિયા થાય તો સારૂં. નવો સ્કાઉટ તે ક્રિયા કરનારની સામે તેના પેટ્રોલ લીડરથી લવાય છે

અને બન્ને સલામ ભરીને અક્કડ ઉભા રહે છે. પછી નવા થનાર સ્કાઉટની સાથે નીચેના સવાલ જવાબ થાય છે.

( આસિસ્ટન્ટ સ્કાઉટ માસ્તર તે સ્કાઉટના સ્ટાફ અને હૅટ પોતાની પાસે લઇ રાખે છે. )

ક્રિયા કરનારઃ—તમે સ્કાઉટ બનવા તૈયાર છો?

સ્કાઉટ—હા જી.

સવાલ—સ્કાઉટ વચન લેવા તૈયાર છો ?

જવાબ-હા જી.

સવાલ—સ્કાઉટનું સ્વમાન (Scout's Honour) શું છે તે તમે જાણો છો ?

જવાબ—હા જી, બીજાનો ભરોસો મેળવી શકું એવું વર્તન રાખવાની મારી ઇશ્વર અને મનુષ્ય પ્રત્યેની પવિત્ર લાગણી એ મારૂં સ્વમાન છે.

સવાલઃ—સ્કાઉટ નિયમો તમે જાણો છો ?

જવાબઃ—હા જી.

સવાલ:–પરમેશ્વર, રાજા અને દેશ પ્રત્યેની
તમારી ફરજ બજાવવા, હર વખતે
બીજાઓને મદદ કરવા અને સ્કાઉટ
નિયમો પાળવા તમારાથી બનતું
કરશો એમ તમારા સ્વમાન તમારા
પર ભરોસો રાખી શકું ?

સ્કાઉટ:–(હાફ સૅલ્યુટ કરી, આખી ટ્રુપ પણ
તે વખતે હાફ સૅલ્યુટ આપે છે)
પરમેશ્વર, રાજા અને દેશ પ્રત્યેની
મારી ફરજ બજાવવા, હરં વખતે
બીજાઓને મદદ કરવા અને સ્કાઉટ
નિયમો પાળવા મારાથી બનતું
કરીશ એમ હું મારા સ્વમાનથી
વચન આપું છું.

(બધા હાફ સૅલ્યુટ મુકી દે છે.)

ક્રિયા કરનાર–તમારા સ્વમાનથી આ વચન
પાળશો એમ ભરોસો છે. આજથી

તમે સ્કાઉટ્ બંધુ મંડળમાં જોડાયા છો, અને તેમાંના એક થયા છો (ક્રિયા કરનાર તેને બૅજ આપે છે.)

આસિસ્ટન્ટ સ્કાઉટ્ માસ્તર તે સ્કાઉટના હૅટ અને સ્ટાફ પાછા આપે છે અને તેની સાથે ડાબો હાથ મિલાવે છે અને મંડળમાં જોડાવા માટે તેને મુબારકબાદી આપે છે.

નવો સ્કાઉટ ફરી જઇ પોતાની ટ્રુપને સલામ ભરે છે. આખી ટ્રુપ સલામ પાછી વાળે છે. પછી સ્કાઉટ માસ્તર તેને પોતાની પેટ્રોલમાં જવા હુકમ આપે છે. પેટ્રોલ લીડર તેને પોતાની પેટ્રોલમાં લઇ જાય છે. તે વખતે 'શોલ્ડર સ્ટેન્હેઝ' કરવાની હોય છે.

# ROVER SCOUTS.

## " SERVICE."

### General object.

The general object of the Rover Scout scheme is to retain in the Brotherhood our older boys as they develop into young men and to continue advanced training in the principles and practice of citizenship so as to prepare them to take up the responsible duties of manhood, and of leadership in the Scout Organization—first in their own troops and then outside. A Rover Patrol should be the training ground for assistant scout-masters and instructors.

### Rover age.

The usual age at which a yout

may be admitted as a Rover Scout is seventeen, but, in view of the fact that boys are often old or young for their age, discretion is left to the Scout-master in individual cases. It is only in quite exceptional cases that any one under seventeen can be admitted.

## Prospective members.

The scout master must be able to deal with two kinds of young men:—

(1) Those who have already been scouts, the object being to retain them as members of the troop by furnishing them with opportunities of more advanced training in Rover Patrols with fellows of their own age.

(2) Those who have not been Scouts.

# આગ.

## સાવચેતી :—

દિવાસળી સાચવીને વાપરવી. બને ત્યાં સુધી કાળા ટોપકાવાળી દિવાસળી એટલે કે સેફ્ટી મૅચ વાપરવી. લાકડાની નાની ઓરડીઓમાં કે પડદા પાસે દિવાસળી ન સળગાવવી. દિવો બરાબર ઉભો રહે અને જલદી પડી ન જાય તે બરાબર જોવું. ગૅસ બહાર નીકળે છે કે નહિ તે બળતી દિવાસળીથી જોવા ન જવું. ગૅસ કમ્પનીને તે માટે ખબર કરવી. કયાંથી ગૅસ નીકળે છે તે કમ્પનીના માણસોજ જોઇ લેશે. તમે જ્યાં કૅમ્પ ફાયર સળગાવેલ હોય તે બરાબર હોલવાઇ ગયેલ છે કે નહિ તે ઉંઘવા જતાં પહેલાં અથવા જગ્યા છોડી જતાં પહેલાં જોઇ લેવું. કચરો, છોડીઆં કે તરત સળગી ઉઠે એવી વસ્તુ તમારી આસપાસ પડી રહી હોય તો અથવા એકઠી થઇ હોય તો તે વિષે પોલીસને કે આગવાળાને ખબર કરી દેવી. સુકી

હવામાં બેદરકારીથી અગ્નિ ચેતાવવો નહિ કારણ કે જો અગ્નિ સુકા ઘાસને લાગી જાય અને તે સળગી ઉઠે તો હોલવવું ભારી પડે. ઉની ઉની રાખ લાકડાની પેટીમાં કે પીપમાં નહિ ભરવી. અગ્નિ જલદી ચેતવવામાં ગ્યારસ્લેટ વાપરવું નહિ. જલદીથી સળગી ઉઠે એવી ચીજો અગ્નિથી દૂર રાખવી.

**આગ લાગે ત્યારે શું કરવું:—**

ઓરડામાં આગ લાગી હોય તો બારી બારણા ન ઉઘાડવા કારણકે પવનના ઝપાટાથી આગ વધી જવા સંભવ રહે છે.

જો પોતાના કપડાં સળગી ઉઠે તો દોડવા ન માંડવું. જમીન પર પડી કામળો કે બનુસ લઇ અથવા એમને એમ ધુળમાં આળોટવું જેથી આગ અંદરને અંદર હોલવાઇ જાય. બીજાના કપડા સળગી ઉઠયા હોય ત્યારે પણ તેમજ કરાવવું.

જો ઢોળાયલું તેલ સળગી ઉઠે તો ઉપર શેત્રંજી

ઢાંકી દેવી અથવા ધુળ કે રેતી નાખી દેવી. બળતા તેલપર કોઈ દિવસ પાણી ન રેડવું. તેથી આગ વધે છે.

મોટર સળગી ઉઠી હોય તો ઉપર રેતી નાખવી.

જો સુકકું ઘાસ કે ઝાડી સળગી ઉઠી હોય તો ઝાડની લીલી ડાખળીઓ કાપી તે વતી ભડકા હોલવવા. જો છાપરાવાળા ઘર સળગી ઉઠયા હોય તો અને પવન વાતો હોય તો આસપાસના છાપરા તોડીપાડી બીજા ઘર બળતા બચાવવા. સાથે સાથે સળગી ઉઠે તેવી બીજી ચીજો પણ ખસેડી લેવી.

જો બંબા ન હોય તો પાસેમાં પાસેના કુવાથી બળતા ઘર સુધી હાર બનાવી ડોલ વતી પાણી લઇ જવા મંડી પડવું.

**આગમાંથી બચાવ:—**

આગ લાગે અને તેની ખબર પડે કે તરત પોલીસને તથા અંદર રહેનારાંને જલદી ખબર આપવી. પ્હેલાં જીંદગી–માણસો તેમજ જાનવ-

રોની જીંદગી બચાવવા પ્રયત્ન કરવો. પછી માલ બચાવવા જવું. જો ઘરમાંજ આગ લાગી હોય તો બારી બારણા બંધ કરી દેવા.

ધુમાડામાં દાખલ થવું હોય તો અથવા ધુમાડાથી ભરેલા ઓરડામાં જવું હોય તો ભીના કપડાથી મ્હોં નાક બંધ કરી અંદર જવું.

જમીન ઉપરની હવામાં ધુમાડો ઉંચે કરતાં ઓછો હોય તેથી જો બળતામાં જવું હોય તો ભીંજાયલો કામળો તમારા હાથ પર અને આખા શરીર પર નાખી ઘુંટણીએ પડી અંદર જવું.

બીજો કોઇ રસ્તો માણસને ઉતારવા માટે ન હોય તો ખુરસીની ગાંઠ ( The chair knot ) દોરડાવતી બનાવી તેમાં માણસને નીચે ઉતારવો. તે સગવડ પણ ન હોય તો નીચે ચાદર ઝલાવી તેમાં માણસને નાખવો. ચાદર નીચે નરમ ચીજો રાખવી. અને તેનો ઉપયોગ છેલ્લે કાંઇ ન હોય તોજ કરવો.

પ્રૅકટીસ કરવા માટે બાર ફુટથી વધારે ઉંચાઇ-એથી માણસને નાખવા ચાદર ન વાપરવી. ગામ-ડાઓમાં સ્કાઉટોની ફાયર બ્રિગેડ બહુ કામ કરી શકશે.

**દાઝયા કે બળ્યા ઉપર ઉપાય:—**

બળેલા કે દાઝેલા ભાગને હવા ન લાગે તે ધ્યાન રાખવું. જો ફફેલો ઉઠયો હોય તો ચોવીસ કલાક સુધી તે ફોડવો નહિ. તે ભાગને ઠંડક વળવા માટે કૅરન ઑઇલ, સાલિટનું તેલ, કોપ-રેલ તેલ, ઘી, વૅસેલિન કે સાબુ, (ગ્લ્યાસ્લેટ નહિ) ઉપયોગના છે. જો તે માણસ ઘા ખાઇ ગયો હોય—હબકી ગયો હોય તો પ્હેલા તેના ઉપચાર કરી પછી દાઝયાના ઉપચાર કરવા. દરદીને આરામ આપવો. તેને ગરમ રાખવો અને ગરમ કૉફી આપવી.

**આસોચ્છવાસ ચાલુ કરવાની રીત**

**શોફરની રીત:—**

દરદીનાં કપડાં કાઢી લેવામાં બીલકુલ વખત ગુમાવવો નહિં. દરદીને ઉંધો એટલે પીઠ ઉપલી તરફ રહે એવી રીતે સુવાડવો. દરદીના માથા તરફ મ્હોં રાખી તેને એક પડખે ઘુંટણીએ બેસવું. નાક તથા મ્હોંમાં કાંઇ પણ રોકાણ કરે તેવી વસ્તુ હોય તે કાઢી નાંખવી. દરદીની કમ્મર ઉપર પોતાની બન્ને હથેલીઓ રાખવી અને પોતાનું શરીર આગળ ઝુકાવી મજબૂત હાથે પીઠ તથા છાતીના નીચલા ભાગ ઉપર સીધું દબાણ કરવું. આમ કરવાથી દરદીના ફેફસામાંથી હવા બહાર નીકળશે. પછી પાછા હઠવું અને હાથોનો ભાર ઢીલો કરવો પણ હાથ ઉંચકી લેવો નહિ. આમ કરવાથી દરદીના ફેફસામાં હવા દાખલ થશે. આ પ્રમાણે એક મીનીટમાં પંદરથી અઢાડ વાર કરવું.

"સ્મેલીંગ સૉલ્ટ સુંઘાડવું. છાતી ઉપર ભીનો ટુવાલ માર્યા કરવો. સારવાર પુરી થઈ રહ્યા પછી

દરદીનું અંગ ગરમ રાખવું. એકજ માણસ ઝડપથી આ કામ કરી શકે છે.

## સીલ્વેસ્ટરની રીતઃ—

કપડાં કાઢી નાંખવા અને દરદીની ગરદન, છાતી તથા કમર આસપાસ તદન ખુલાસો કરવો. ખભાની નીચે કંઈ ગાદી મુકવી અને દરદીને ચત્તો પીઠ પર સુવાડવો. દરદીના માથા પાછળ ઘુંટણીએ બેસવું. મ્હોં ઉઘાડી તેમાંથી અને હોઠ ઉપરથી ફીણ લુછી નાંખવું. જીભ બહાર ખેંચી કાઢવી. દરદીના બે હાથો કોણીની નીચેથી ઝાલવા અને તેમને બહારની બાજુએ ગોળ વાંક આપી. પ્હોળા કરી ઉપલી તરફ—આપણા તરફ—ખેંચવા અને તેમ કરતાં કોણીઓ જમીનને અડાડવી. આમ કરવાથી છાતી પ્હોળી થઇ અંદર હવા દાખલ થશે. પછી બન્ને વળેલા હાથોને ધીમેધીમે આગલી તરફ નીચે અને અંદરની બાજુ તરફ લાવી દરદીની છાતી ઉપર સીપાના હાડકાંની

બન્ને બાજુએ તેના ભુજ તથા કોણીઓ વડે મજબૂત દબાણ કરવું. આમ કરવામાં ફેફસામાં-ની હવા બહાર નીકળી જશે. આ પ્રમાણે એક મીનીટમાં પંદરથી અઢારવાર કરવું.

સ્મેલીંગ સૉલ્ટ સુંઘાડવું. છાતી ઉપર ભીનો ટુવાલ માર્યા કરવો. સારવાર પુરી થઇ રહ્યા પછી દરદીનું અંગ ગરમ રાખવું. ડુબી ગયેલા માણસોને માટે આ રીત ઘણી ઉપયોગી છે.

## શરીરની સંભાળ.

### તંદુરસ્તી સાચવવાના ઉપાય

રાતે વ્હેલા જે સૂઇ, વ્હેલા ઉઠે વીર,
ધન, વિદ્યા, બળ બહુ વધે, સુખમાં રહે શરીર

૧. દરરોજ સવારે શરીરને માફક આવે તો ઠંડા પાણીથી ન્હાવું. પાણીમાં વધારે વખત રહેવું નહિ. શરીર સારૂં ન હોય તો ગરમ પાણીએ ન્હાવું.

૨. ઉનાળો હોય કે શિયાળો હોય છતાં સુવાના

ઓરડાની બારીઓ હમેશાં ખુલ્લી રાખવી. ખુલ્લી બારીએ સુવાથી કદિ શરદી થતી નથી.

૩. ડૉકટરની અથવા તમારા માબાપની સલાહ વગર કોઇપણ દવા ખાવી નહિ.

૪. પીવામાં ચોખ્ખું પાણીજ લેવું. તે વિષે શક હોય તો ઓછામાં ઓછી પંદર મીનીટ સુધી તે પાણી ઉકાળી ઠંડું પડવા દઇ પછી પીવામાં લેવું.

૫. ગજવામાં હાથ રાખી ચાલવા કરતાં આમતેમ હલાવતા ચાલવું વધારે સારૂં છે.

૬. હમેશાં ઉંડો શ્વાસ લેવો. શ્વાસ લેતી વખતે મોઢું બંધ રાખી નાકથી શ્વાસ લેવો.

૭. દરરોજ સવારે નાસ્તો કરતાં પહેલાં દશ વખત ઘણો ઉંડો શ્વાસ લેવો અને શ્વાસ લેતી વખત ખભા પડખે રાખી ફેફસાં સંપૂર્ણ ભરવાં.

૮. હમેશાં ટટાર ઉભા રહેવું અને ખુરસીમાં બેઠેલાને ટટાર બેસવૂં.

૯. તમારો ખોરાક હંમેશ ખૂબ સારી રીતે ચાવવો.

૧૦. કોઇ પણ જાતનું વ્યસન રાખવું નહિ.

૧૧. મન, વચન અને કર્મ પવિત્ર રાખવાં અને હંમેશ આનંદમાં રહેવું.

૧૨. દરરોજ નિયમિત રીતે ઓછામાં ઓછી દશથી પંદર મીનીટ સુધી દરેક અવયવ કેળવાય એવી કસરત કરવી.

૧૩. નખ હમેશાં કાપવા અને ચોખ્ખા રાખવા.

૧૪. દાંત હમેશાં સારી પેઠે ઘસીને સાફ રાખવા.

૧૫. વાંળ પણ હમેશાં સાફ રાખવા અને સાબુનો ઉપયોગ તે માટે કરવો.

**તંદુરસ્તી માટે થોડી સુચનાઓ :—**

હંમેશ સવારના વ્હેલા ઉઠવું. શરીરની સ્વચ્છતા જળવાવીજ જોઇએ. હંમેશ નાહીને બાર વખત નાકવાટે ઉંડો શ્વાસ લેવાનું રાખવું. પછી દશેક મીનીટ કસરત કરવી. સવારમાં એક બે ક્ષણ ધ્યાન ધરવામાં ગળાય તો ખોટું નહિ

ઘણાખરા દરદ દસ્તકબજને લઇને થાય છે. તો દરરોજ સવારમાં ને રાત્રે ઠંડું પાણી એક ગ્લાસ પીવું અથવા તો ફળનો વિશેષ ખોરાક રાખવો· હંમેશ નિયમિત જીવન ગાળવું. બને ત્યાં સુધી અને માબાપ અથવા કોઇ સારા ડૉકટરની સલાહ વગર ઔષધ નજ લેવાં. સાદો· પુષ્ટિકારક ખોરાક ખાવો. ઘઉં, ચોખા, દાળ, ઘી, શાક કે ફળ, છાશ વગેરે પુષ્ટિકારક ખોરાક ગણાય. કૉફી, સ્વાદિષ્ટ મસાલો વગેરે ખોરાક તરિકે નકામા છે. તમાકુ, દારૂ અને કડક ચ્હા શરીરને નુકશાનકારક છે. ખાતી વખત દરેક કોળીઆ બરાબર ચાવીને ગળે ઉતારવો. અપચાથી દસ્તકબજ થાય છે. વધારે પડતું ન ખાવું. સ્હેજ ભૂખ હોયનેજ ઉઠી જવું. વખતસર એજ વખત ખાવું. હંમેશ નાકવાટેજ શ્વાસ લેવો. મ્હોં બંધ રાખવું. જો તેમ ન બનતું હોય તો ડૉકટરની સલાહ લેવી. ટટાર ઉભા રહેવું; ટટાર બેસવું; ટટાર ચાલવું.

દરેક વાતમાં સીધું સારૂં. તમારા શબ્દો અને વિચારો તમને પોતાને શરમ લાગે તેવા ન જોઇએ, તમારૂં મન સારે રસ્તે રોકાયલું રાખવું. તમારે સાચું, દયા બતાવી શકાય તેવું અને કોઇને ઉપયોગી થઇ પડે તેવું બોલવાનું ન હોય તો મુંગાજ રહેવું. તમારે પુરૂષાર્થી બનવું હોય તો તમારી ઇંદ્રિયો તમારા પર કાબુ મેળવે તે કરતાં તમે તમારી ઇંદ્રિયો પર કાબુ મેળવી લો. તમે કોઇ પણ ટેવ–ખરાબ ટેવ–ન ટાળી શકો તો તમારા સ્કાઉટ માસ્તરને નિખાલસ મનથી તે કહી તે ટેવ ટાળવા કે ટળાવવા પ્રયત્ન કરો. રાત્રે મોડે સુધી અને ઝાંખા અજવાળામાં ન વાંચવું. નરમ ગાદલાં કરતાં સખત બિછાના પર સુવાની ટેવ પાડો. તમારૂં શરીર ગરમ રાખો, પણ મોઢું તો ઉઘાડુંજ રાખવું. ઓટલા પર કે ઓરડામાં બારીઓ ઉઘાડી રાખી સુઓ. ચોખ્ખી હવા ઘણા દરદો નાબુદ કરે છે. હમેશાં આનંદી રહો.

# ઉત્તર દિશા શોધવાની રીત

## The Compass.

## હોકાયંત્ર *

કબ્જને આઠ દિશા—ચાર દિશા અને ચાર ખૂણા જાણવાના હોય છે. સ્કાઉટોને તે બધાની વચ્ચેના ખુણાઓ એટલે કે **કૉમ્પસના** સોળ ખુણા જાણવાના હોય છે.



આ હોકાયંત્રમાં લોહચુંબકની સોય હોય છે જે હમેશાં ઉત્તર દક્ષિણજ રહે છે. આ ઉત્તર દિશા કરતાં ભૂગોળની ઉત્તર દિશા ૫° થી ૧૦° પશ્ચિમે હોય છે. ઈંગ્લાંડમાં આ ઉત્તર દિશા કરતાં ભૂગોળનીના કરતાં ૧૫° પૂર્વ તરફ છે. માટે ભૂગોળની એટલે કે ખરી ઉત્તર દિશા તે પ્રમાણે નક્કી કરી લેવી.

**ઘડીઆળની મદદથી ઉત્તર દિશા શોધવી:—**

આપણી ઘડીઆળમાં જે આંકડા પર કલાક કાંટો હોય તે સૂર્ય તરફ રાખી તેની અને બારની વચ્ચેની જગ્યાના બે સરખા ભાગ કરવા. તે ભાગ કરનારી લીટી ઘડીઆળના મધ્યબિંદુમાંથી પસાર કરશો તો તે લીટી ઉત્તર દક્ષિણ જશે. દક્ષિણ તરફના લોકો એ બારનો આંક સૂર્ય તરફ રાખી તે અને કલાક કાંટા વચ્ચેની જગ્યાના બે સરખા ભાગ કરી તેમાંથી લીટી દોરી મધ્યબિંદુમાંથી પસાર કરશો એટલે તે ઉત્તર દક્ષિણ જશે.

**સ્ટાફની મદદથી ઉત્તર દિશા શોધવી :—**

તમારો સ્ટાફ જમીન પર બરાબર સીધો ઉભો રાખો. તેનો છાંયો જ્યાં પડે તે ખુણા ઉપર એક ખુંટો દાટો અને સ્ટાફના નીચલા છેડાને મધ્યબિંદુ રાખી તેની અને ખુંટાની વચ્ચેના અંતરને ત્રિજ્યા તરિકે લઇ વર્તુલ દોરી રાખો. પછી ફરી પાછો તે સ્ટાફનો છાંયો તે વર્તુલના પરિઘને ફરી ક્યારે અને ક્યાં અડકે છે તે જુઓ. જ્યાં તે અડકે ત્યાં બીજો ખુંટો દાટો તે બે ખુંટા વચ્ચેના વર્તુલના ભાગના બે સરખા ભાગ કરો. તે લીટી મધ્યબિંદુમાંથી પસાર થશે અને ઉત્તર દક્ષિણ જશે.

**તારાઓની મદદથી ઉત્તર દિશા શોધવી:—**

દરેક સેકન્ડ કલાસ સ્કાઉટે નીચેના તારકમંડળો જાણવા જરૂરના છે. સપ્તર્ષિ—The Great Bear, મૃગશીર્ષ—the Orion or the Hunter and the Southern Cross. આ મંડળો પરથી ઉત્તર દિશા જલદી શોધી કઢાશે. દરેક મંડળ ધ્રુવના તારાની આસપાસ ફર્યા કરે છે અને

તે તારો બરાબર ઉત્તર દિશા પર છે તેથી તે તારાની જગ્યા મુકરર કરીએ તો ઉત્તર દિશા જણાય. સપ્તર્ષિ The Plough or The Great Bear ના પ્હેલા બે તારા જે દર્શક (pointers) તારા કહેવાય છે તે બન્ને એક લીટીમાં છે તેને જોડી તે લીટી લંબાવીએ તો તે ધ્રુવના તારામાંથી પસાર થશે.




The Plough

મૃગશીર્ષના મંડળમાં ઉપરના ભાગમાં બે ત્રણ તારા ઘણા પાસે પાસે છે તે માથું છે. પછી બે

તારા જરા દૂર આવેલા છે તે ખભા છે. પછી ત્રણ તારા એક લીટીમાં છે તે પટા રૂપે છે અને તેની નીચે બીજા ત્રણ તારા ઉભી લીટીમાં છે તે તરવાર રૂપે છે. તેની નીચે બે પાછા છુટા તારા છે તે પગના છે. હવે જો તરવારના ત્રણ તારા જોડી તે લીટી લંબાવશું તો પટાના વચલા તારામાં થઇ માથાના તારામાંથી પસાર થઇ ધ્રુવના તારા તરફ જશે.




દક્ષિણ ગોળાર્ધ વાળાને દક્ષિણ દિશા શોધી કહાડવા માટે જે તારક મંડળ મદદ રૂપે છે તે

The Southern Cross છે. આકૃતિ પરથી તે સમજાઇ જશે.




× Pointers to the cross

## Splicing and Lashing,

૧. ઘણીવાર દોરડાં છેડેથી ઉકલવા માંડે છે તો તેવા ઉકલેલા દોરડાને જે ગુંથણથી બાંધવામાં આવે છે તેને બૅક સ્પ્લાઇસિંગ (Back Splicing) કહેવામાં આવે છે.

૨. બે દોરડાનાં કકડા સાથે જોડી દેવા માટે જે ગુંથણ કરવામાં આવે છે તેને શૉર્ટ સ્પ્લાઇસિંગ ( Short Splicing ) કહેવામાં આવે છે.

૩. એક દોરડાને છેડે ગાળો (Loop) બનાવવા માટે જે ગુંથણ થાય છે તેને આઇ સ્પ્લાઇસિંગ ( Eye splicing ) કહેવામાં આવે છે.

કામચલાઉ પૂલ બાંધવા પડે ત્યારે પ્હેલાં એ ઘોડી–ટ્રૅસલ ( Trestle ) બાંધવી પડે છે. તેનો આકાર X જેવો થાય છે. બે જાડા સોટા લઇ તેને સાથે સાથે રાખી આવા આકારમાં દોરડાથી બાંધવામાં આવે છે. પ્હેલાં એક સોટા પર કલોવ હિચ લઇ બંને સોટાની આસપાસ વારાફરતી ત્રણ ત્રણ આંટા લઇ દર વખતે એક બે આડા આંટા લઇ લેવાય છે અને છેલ્લે હાફ હિચ લઇ દોરડું પુરૂં થાય છે. આને લૅશિંગ Lashing કહે છે.

---

## નદીની પ્હોળાઇ માપવાની રીત

૧. તમે નદીના એક કાંઠા ઉપર ઉભા હો ત્યાંથી સામેના કાંઠા પર કાંઇ વસ્તુ અથવા ઝાડની સામે ઉભા રહો. પછી કિનારે કિનારે ત્રીસ પગલાં ભરો ત્યાં તમારો સ્ટાફ ઉભો મુકો

અને પાછા પંદર કે ત્રીસ પગલાં ભરો અને એક કાટ ખૂણે ફરી પીઠ નદી તરફ રાખી સામી દિશામાં ચાલો અને પેલું ઝાડ કે વસ્તુ અને તમારો સ્ટાફ એક સીધી લીટીમાં દેખાય ત્યાં ઉભા રહો. પછી કિનારેથી જેટલે દૂર છેલ્લે આવ્યા તેથી બમણી અથવા તેની બરાબર નદીની પ્હોળાઇ થશે.

(Geometrical method).

૨. તમારી હૅટની કોર બરાબર નાકના ટેરવાની સીધી લીટીમાં લાવો. પછી કિનારા પર એવી રીતે સીધા ઉભા રહો કે તમારી ટોપીની કોરની લીટી સામા કિનારા પર પાણીની હારની બરાબર આવી રહે. પછી માથું હલાવ્યા ચલાવ્યા વગર કે ઉંચુંનીચું કર્યા વગર જમણી બાજુ ફરો અને તે તરફ જમીન પર એક જગ્યા એવી શોધો કે જે તમારી ટોપીની કોરની લીટીની બરાબર આવી રહેતી હોય. તમે ઉભા હો ત્યાંથી તે જગ્યા સુધીની લંબાઇ તે નદીની પ્હોળાઇ થશે.

(Hat Rim method)

## વસ્તુઓની ઉંચાઈ માપવાની રીત.

૧. જે વસ્તુની ઉંચાઇ માપવાની હોય તેના પાયાથી અમુક પગલાં ચાલો, ત્યાં તમારો સ્ટાફ બરાબર સીધો ઉભો રાખો. પછી જરા આગળ ચાલી એવી રીતે જમીન પર સુઓ કે જ્યાંથી તમે તે વસ્તુની ટોચ અને તમારા સ્ટાફની ટોચ એક લીટીમાં જોઇ શકો. પછી પ્રમાણ મુકી તમે તે વસ્તુની ઉંચાઇ ગણી શકશો.

તમારી આંખથી સ્ટાફનું અંતર (અ); તમારી આંખથી વસ્તુનું અંતર (બ) સ્ટાફની ઉંચાઇ (ક); વસ્તુની ઉંચાઇ (?)

(અ) : (ક) :: (બ) (?)

(Proportion method)

૨. તમારો સ્ટાફ વસ્તુના પાયા આગળ બરાબર સીધો ઉભો રાખો. પછી વસ્તુનો પડછાયો અને તમારા સ્ટાફનો પડછાયો માપો અને તે પ્રમાણ મુકી વસ્તુની ઉંચાઇ જાણી શકશો.

સ્ટાફ પડછાયો (અ); સ્ટાફની લંબાઇ (બ)

વસ્તુનો પડછાયો (ક); વસ્તુની લંબાઇ (?)
(અ): (ક):: (બ): (?)

(Shadow method)

૩. વસ્તુની પાસે એક સ્કાઉટને અથવા સ્ટાફને ઉભો રાખી તમારી પેન્સીલ વતી તેને માપો અને તે પ્રમાણમાં તમારી પેન્સીલ વતી વસ્તુ માપો. જેટલી પેન્સીલથી વસ્તુ મપાય તેટલા સ્ટાફ ગણી વસ્તુની ઉંચાઇ થશે.

(Pencil method)

૪. એક વાસણમાં ચોખ્ખું પાણી લઇ તેને જરા માટીવાળું કરો. પછી વસ્તુની સામી બાજુ સીધા ઉભા રહી પાણીમાં તે વસ્તુના પ્રતિબિંબની ટોચ દેખાય તેમ ઉભા રહો. પછી તે વાસણથી તમારૂં અંતર અને તેનાથી વસ્તુનું અંતર માપો અને પ્રમાણ માંડી વસ્તુની ઉંચાઇ શોધી કાઢો.

(Reflection method)

૫. વસ્તુથી થોડે દૂર તમારો સ્ટાફ ઉભો કરો. પછી એક સમ બાજુ વાળું સેટ સ્કવેઅર

ઇ જમીનને સમાન્તર તે સ્ટાફ પર રાખો અને તમે જરા દૂર એવી રીતે સુઓ કે તે સેટ-સ્કવેઅરમાં નીચલા છેડા આગળ તમારી આંખ રાખી તે બાજુની લીટીમાંજ વસ્તુની ટોચ જુઓ. પછી સ્ટાફ અને સેટસ્કવેઅર હોય ત્યાંજ રાખી સામી બાજુ જઇ ઉપલા છેડા આગળ આંખ રાખી જમીનની કઇ જગ્યા તમને દેખાય છે તે ધ્યાન રાખો. તે જગ્યાનું સ્ટાફથી અંતર અને વસ્તુનું સ્ટાફથી અંતર તેજ પ્રમાણમાં સ્ટાફની ઉંચાઇ અને વસ્તુની ઉંચાઇ હોય.

(45° method)

૬. વસ્તુથી બરાબર ૧૧ સ્ટાફની લંબાઇ માપો અને પછી પાછી એક સ્ટાફ જેટલી લંબાઇ વધુ માપો. ૧૧ સ્ટાફની લંબાઇ પર સ્ટાફ ઉભો રાખી તમે એક વધુ સ્ટાફની લંબાઇ પર સુઇ તમારી આંખથી વસ્તુની ટોચ સ્ટાફના જે ભાગ આગળથી દેખાય તે ભાગ ધ્યાનમાં રાખી જમીનથી કેટલા ઇંચ ઉંચે તે જગ્યા છે

તે જુઓ. તેટલા ફુટ તે વસ્તુ ઉંચી હશે.

(Foot to an inch method)

૭. તમારી પીઠ વસ્તુ તરફ રાખી ઉભા રહો અને ઘુંટણ વાળ્યા વગર તમારા બે પગની વચમાંથી વસ્તુની ટોચ જોવા પ્રયત્ન કરો. જે જગ્યાએથી તેની ટોચ તમે જોઇ શકો તે જગ્યાનું વસ્તુથી અંતર માપો. તેનું આશું વસ્તુની ઉંચાઇ છે.

(Red Indian or Forester's method)

---

## વસ્તુનું અંતર નક્કી કરવા માટે સૂચનાઓ

કોઇ પણ વસ્તુ પોતાનાથી કેટલી દૂર છે તે કહી આપવું એ સ્કાઉટોએ શીખવાનું છે. તેમ ખોટી અટકળો કર્યા કરવી એ સારી નહિ. ખરી અટકળ કરી શકાય તે માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવી ઠીક પડશે.

૫૦ વાર દૂરથી માણસનું મ્હોં અને આંખો બરાબર જોઇ શકાય.

૧૦૦ વાર દૂરથી માણસની આંખો ટપકાં જેવી દેખાય.

૨૦૦ વાર દૂરથી માણસના શરીરના અવયવ, પાટા બાંધ્યા હોય તો તે વગેરે જોઇ શકાય.

૩૦૦ વાર દૂરથી મ્હોં બરાબર ન જોઇ શકાય.

૪૦૦ વાર દૂરથી પગનું હાલન ચાલન જોઇ શકાય.

૫૦૦ વાર દૂરથી માથું અને ટોપી જોઇ શકાય તેમજ રંગ પારખી શકાય.

૬૦૦ વાર દૂરથી માથું નાનું સરખું દેખાય.

૭૦૦ વાર દૂરથી માથું પારખીજ ન શકાય.

પાછળની પછીત ગમે તેવી હોય, ઝાંખું અજવાળું હોય, વસ્તુ છાંયડાંમાં હોય, પછીત અને વસ્તુ પોતે એકજ રંગના હોય, આપણે સુઇને કે ઘુંટણીએ બેસીને જોતા હોઇએ તો આપણે કહેલું અંતર જરા વધારે હશે.

હવા ચોખ્ખી હોય અને સૂર્યનો તડકો વસ્તુ પર બરાબર પડતો હોય, સપાટ જમીન, બરફ કે પાણી પરથી જોતા હોઇએ, પછીતથી વસ્તુનો રંગ જુદો હોય, ઉંચે કે નીચે જોતા હોઇએ ત્યારે આપણે કહેલું અંતર જરા ઓછું હોય.

## કૅમ્પીંગ માટે સૂચના.

અગત્યઃ—સ્કાઉટિંગની પ્રવૃત્તિ બીજી પ્રવૃતિઓ કરતાં એક બાબતમાં ખાસ જુદી પડે છે અને તે એ કે કેમ્પીંગને સ્કાઉટિંગનું મુખ્ય અંગ બનાવવામાં આવ્યું છે. આપણે એમ કહી શકીએ કે "No scouting without camping અથવા No camping, no scouting.

૧ સ્કાઉટ માસ્તરને પોતાના સ્કાઉટોના અંગત પરિચયમાં આવવાનો લાભ મળે છે અને તેથી કરીને દરેક સ્કાઉટની ટેવોનો અને સ્વભાવનો અભ્યાસ કરવાની તક મળે છે અને દરેક સ્કાઉટની શકિત અને બુદ્ધિને યોગ્ય દિશામાં લાવી શકાય છે.

૨ છોકરાઓને ખુલ્લી હવાના, સૃષ્ટિસૌંદર્યનાં, અવલોકન શક્તિ અને સહન શક્તિ કેળવવાના, ભ્રાતૃભાવ ખીલવવાના વિ. વિ. ફાયદા સ્પષ્ટ છે.

૩ હાલની કેળવણીની પદ્ધતિના દૂષણરૂપ નિશાળના ઓરડાની ચાર દિવાલો અને પુસ્તકના અર્થહીન પરિચયથી દૂર રાખી વિદ્યાર્થીની દૃષ્ટિ-મર્યાદાને વિશાળ બનાવે છે.

## કૅમ્પની જગ્યાની પસંદગી

(૧) શહેરથી યોગ્ય અંતરે જગ્યા હોવી જોઇએ. ખર્ચ ઓછો થાય એટલે દૂર રાખી શકાય. (૨) પાણી અને બાળવાના લાકડાં સ્હેલાઇથી મળી શકે એવી વિશાળ અને રમતગમત માટે તથા તંબુઓ ઠોકવા માટે અનુકૂળ સ્થાનવાળી જોઇએ. (૩) ઐતિહાસિક, કોઇ ઉદ્યોગ માટે જાણીતી અથવા સૃષ્ટિસૌંદર્યવાળી જગ્યા પસંદ કરવી જોઇએ. (૪) ઝરાની પાસે, રસ્તાથી દૂર પાણી વગેરે માટે પૂરતા ઢાળ વાળી, પવનના સીધા ઝપાટા ન આવે

એવી જગ્યા ઉત્તમ છે. વળી તે જગ્યાએ ઘાડું ઘાસ ઉગેલું ન જોઇએ કે જેથી આગનો ભય રહે.

**સામાન્ય સૂચના.**

પડી જાય એવા ઝાડોથી તંબુ વિગેરે દૂર રાખવા જાજરૂ વિગેરે પવનના માર્ગમાં ન જોઇએ. સૂવાના તંબુથી જાજરૂ વિગેરે ઘણા દૂર જોઇએ. તંબુઓની નજીક પાણી બીલકુલ ઢોળાવું ન જોઇએ. તંબુઓ ગોળાકારમાં એવી રીતે હોવા જોઇએ કે કૅમ્પફાયર વિગેરે માટે પુરતી જગ્યા રહે. સઘળો કચરો ખાસ એક ખાડામાં નાખાવો જોઇએ અને તેને બાળી મુકવો જોઇએ. પાણી ઉકાળીને ઠંડુ પાડયા પછી પીવું વધારે સારૂં છે. ઝાડના થડ પાસે દેવતા સળગાવવો ન જોઇએ. કામ થઇ ગયા પછી એક પણ તણખો ન રહે એમ બધો દેવતા હોલવી નાખવો જોઇએ. ખોરાકની વસ્તુએ રહેવાની જગ્યાથી અલગ રાખવી જોઇએ. સારી ઋતુમાં સ્કાઉટને તંબુની જરૂર રહેતી નથી. ડાખળીઓ અને સુક્કા પાંદડાની પથારી

બનાવી લેવાય. જમીન પર ન બેસવું. બીજું કાંઇ પાસે ન હોય તો પોતાની હૅવરસૅકપર બેસવું. ભીનાં કપડાં પ્હેરી ન રાખવાં. બીજા કપડાં પાસે ન હોય તો પ્હેરેલાં કપડાં બરાબર નીચોવી નાખી પાછા પહેરવા. જો તે કપડાં પ્હેરી આમતેમ ફર્યા કરશો તો ઠંડી નહિ લાગે. જોડા ભીના થાય– ખાસ કરી અંદરથી ભીના થાય તો ગરમાગરમ કાંકરા લઇ અંદર નાંખવા. તેનાથી સુકાઇ રહેશે. એકાદવાર હલાવવા. તમને તરસ લાગે અને પાસે પાણી ન હોય તો મ્હોંમાં એક ચોખ્ખો કાંકરો રાખી જુઓ. કોઇ વખત બધાથી છુટા પડી ભુલા પડાય તો નાસીપાસ થઇ ન જવું અને આમતેમ દોડાદોડી ન કરવી પણ બ્હીસલથી નિશાની આપવી. રાત હોય તો અગ્નિ સળગાવવો. બીજા તમારા સોબતી તમને શોધશે. જો તમને ઝાડો સાફ આવે, મગજ સારૂં રહે અને પગ ભીના ન રાખો તો ને તમારી કૅમ્પની જગ્યા સારી પસંદ થઇ હોય તો માંદા નહિ પડો. બાજરૂ માટે ખા..

ખોદવા. એક ફુટ પ્હોળો દરેક ખાડો રાખવો અને આસપાસ પડદા ઉભા કરી દેવા અને વચમાં પણ આડા પડદા ભરી દેવા. ઉપયોગ કર્યા પછી ઉપર માટી નાખવા ભુલવું નહિ. એકાદ અઠવાડિયું થયે આખો પુરી દઇ બીજો કરવો. કોઇ માંદુ પડે કે તુરત જણાવી દેવું જોઇએ. ડિસિપ્લિન હમેશાં જાળવાવી જોઇએ.

**જરૂરની વસ્તુઓ**—દરેક છોકરા પાસે—જમીન પર પાથરવાનું-શેત્રંજી અથવા રબરનો કટકો, હૅવરસૅક (થેલી) વૉટર બૉટલ (પાણીની બાટલી), સ્ટાફ (દંડ), ૨ કામળા (એક ઓઢવા માટે અને એક જરૂર પડે તો પાથરવા માટે કે તંબુ કરવા માટે), ચપ્પુ, સીસોટી, વધારાનું એક પાટલૂન, ધોતીયું, ટુવાલ, ખમીસ, પાણીનું પ્યાલું, રૂમાલ નોટબુક, પેન્સીલ, સફેદ ત્રિકોણાકાર પાટો સ્કાર્ફ) સિવાય), નાની થાળી, દોરી, વાડકી, તેલ, કાંસકી વગેરે પોતાને ઉપયોગી ચીજો.

**પેટ્રોલની જરૂરીઆતો** (એક અઠવાડીઆ માટે)
૧ કુહાડી, ૬ મીણબત્તી, ૧ કેનવાસની ડોલ, વાવટા (સિગ્નલિંગ), સોય દોરો, ખીલા, તાર (આશરે ૧ વાર), હરિકેઇન ફાનસ, ૨ દોરડાં પેટ્રોલનો વાવટો, હથોડો, દિવાસળી.

**આખા ટ્રુપ માટેની જરૂરીઆતો**—૨૪ સ્કાઉટની ત્રણ પેટ્રોલ.

રાંધવાના વાસણો—૪ ઍલ્યુમિનિયમની તપેલી (ચડતી ઉતરતી સાઇઝની), ૪ ઢાંકણા, ૪ મોટા ચમચા, ૨ નાના ચમચા, તાવી (કઢાઇ અથવ પેણી), સાણસી, તાવેથો, કોથળો, પાવડો, કોદાળી, અનાજ (૬ દિવસ માટે ૬ સ્કાઉટ સારૂ)-ઘઉંનો લોટ શેર ૮, દાળ શેર ૪, ચોખા શેર ૧૨, કડોળ શેર ૪, બટેટા શેર ૧૬, કાંદા શેર ૧૦, ખાંડ શેર ૪, ઘી શેર ૩, તેલ શેર ૩, ચ્હા શેર ૧, કૉફી શેર ૦॥, મસાલો—મીઠું, મરચું, કોકમ, આમલી, હળદર, ધાણાજીરૂં, રાઇ, મેથી, મરી, સંચોરો, ગોળ. ટ્રુપ ફ્લૅગ, યુનિયન જૅક.

**તાત્કાલિક ઇલાજો માટે જરૂરી ચીજો**-ત્રિકોણા-કાર પાટા; લાંબા પાટા, લિન્ટ, કૉટનવુલ ઍડહીઝિવ પ્લાસ્ટર, દોરો, સેફ્ટી પિન્સ, સોય, કાતર, સ્પ્લિ-ન્ટસ માટે પાતળા લાંબા પાટીઆ, સારો ચપ્પુ, ચોખ્ખું ટિંકચર આયોડાઇન, પોટૅસ્યમ પરમૅન્ગનેટ' બોરીક ઍસિડ, ઍમોનિઆ, વૅસેલાઇન, અમૃતાં-જન, ક્વિનાઇન, પેઇનકિલર, યુકૅલિપ્ટસ તેલ, જુલાબનું મીઠું, સુંઠ, મરી વગેરે.

'રસોઇ ડ્યુટિ પેટ્રોલ કરે અને તાત્કાલિક ઉપાયો માટેની ચીજો ઍમ્બ્યુલન્સ બૅજવાળા સ્કાઉટસ પોતાની પાસે રાખે.

## સેઇવિંગ બૅન્ક.

દરેક સ્કાઉટ પોતાને આવડતી ચીજ બનાવી વેચી શકે છે અથવા બીજી કોઇ રીતે કામ કરી (ભલા કામ માટે સ્કાઉટ પૈસા નથી લઇ શકતો) પોતાના પૈસા ભેગા કરી શકે છે. તે પૈસાને પોતાની સ્કાઉટ ટ્રુપની સેઇવિંગ બૅન્કમાં મુકી શકે છે,

તેમાંથી જો તે સ્કાઉટ સેકન્ડ કલાસ સ્કાઉટ હોય તો આઠ આના અને ફર્સ્ટકલાસ સ્કાઉટ હોય તો એક રુપીઓ રાખી બાકીના તેનાજ હિસાબપર રહે છે. જેમાંથી તેને જોઇએ ત્યારે લઇને વાપરી શકે છે. બાકીના તેના ખાતામાં પડી રહે. આ બન્નો હિસાબ ટ્રુપનો ટ્રેઝરર રાખે.

## સ્કાઉટનું કામ.

ખરો સ્કાઉટ પોતાને, પોતાનાં માબાપને, પોતાના કુટુંબ અને ગામથી માંડી પોતાના દેશને દીપાવે છે. તે શું શું કરી શકે છે એમ કહેવા કરતાં તે કયું ઉત્તમ કામ કરી નથી શકતો એમ કહેવું યથાર્થ છે. જંગલમાં કુદરતનું અવલોકન કરવું તે શહેરના રસ્તાઓ પર કૃત્રિમરચના જોવા કરતાં તેને વધારે પ્રિય છે. બીજાને દિશા ન જડે પણ સ્કાઉટ તો પોતે જાણેલી દિશાઓ શોધી કાઢવાની રીતથી તે શોધી કાઢે છે. દિવાસળી ભૂલથી ઘેર રહી ગયેલી માલુમ પડત તે નાસીપાસ થઇ જતો નથી પણ તરત બે

ઝાડની ડાળીઓ સાથે ઘસીને અથવા ચકમકથી પોતાનો દેવતા સળગાવે છે. અને એક વખત દેવતા સળગાવ્યો એટલે તે ગમે તે ખાવાનું તૈયાર કરી શકે છે. નિશાળેથી ઘેર અને ઘેરથી નિશાળે જતા બીજા છોકરાને જે ભુખ લાગે છે તેની સાથે સ્કાઉટની ભુખ સરખાવો. ખુલ્લી હવામાં ફરતા સ્કાઉટને અરૂચિ, અજીર્ણ જેવું હોઇ શકેજ નહિ.

વળી અકસ્માત થયો હોય ત્યારે તે સ્થળે જુઓ. સેંકડો માણસો તે સ્થળે ટોળું વળી જોયા કરશે અને ઉલટા દર્દી માણસની હવા પણ બંધ કરશે. સ્કાઉટ તરતજ ત્યાંજ દોડી જઇ ટોળું વિખેરી નાખી અથવા દુર રાખી દરદીને પૂર્ણ હવા અને આરામ મળે એવા ઉપાયો લેશે. પોતાને મળેલા જ્ઞાનનો ઉપયોગ કરી સ્કાઉટ દરદીને લોહી નીકળતું હોય તે બંધ કરશે, ઘા ઉપર પાટો બાંધશે અને જરૂર હોય તો બીજી

મદદ માગશે, દાઝેલા માણસનું દુઃખ સ્કાઉટ ઓછું કરશે. ડુબી જવાથી બેભાન થએલા માણસને સ્કાઉટ તરતજ કૃત્રિમ શ્વાસોચ્છ્વાસની ક્રિયા વિગેરેથી શુદ્ધિમાં લાવવામાં એક ક્ષણ પણ વિલંબ કરશે નહિ.

પોતાના સ્કાઉટ મિત્ર સાથે વાત કરવી હોય તો અવાજ કર્યા વગર તે પોતાના વાવટાથી તેમ કરી શકશે, સ્કાઉટને ઝાડ પર ચઢી જવું, નદી તરી જવી, તંબુ બનાવવો અને સમારવો, પોતાનાં કપડાં સાંધવાં એ બધું મહાવરાથી રહેલું થઇ પડે છે. જંગલમાંના પશુપક્ષીઓ અને પાણીમાંની જુદી જુદી જાતની માછલીઓના નામ તે જાણે છે. સ્કાઉટ દરેક પ્રાણી પર દયા રાખે છે અને સર્વનો તે મિત્ર છે. સ્કાઉટને દરરોજ એક પણ સારૂં કામ કર્યા વગર ચેન પડતું નથી. તેની આંખો ને કાનો ચંચળ અને શરીર ચંચળ અને મજબુત હોય છે. સ્કાઉટ દારૂ વગેરે માદક પદાર્થોથી દૂર રહે છે. કારણ કે તેમ કરીને તે

પોતાની મેળે પોતાની જાતને ઝેર દેવા માગતો નથી. તેને તમાકુનું વ્યસન હોતું નથી. કારણ કે તે પોતાની મગજશક્તિ સતેજ રાખવા માગે છે. ટુંકમાં સ્કાઉટ પોતાનો મુદ્રાલેખ "Be prepared" હમેશાં "તત્પર રહો" પોતાના દરેક કામમાં નજર આગળ રાખે છે. કોઇ પણ ભલું કામ કરવા માટે, પોતાના સાથીને બચાવવા માટે, પોતાનું જ્ઞાન વધારવા માટે, પોતાના દેશને માટે, સ્કાઉટ હમેશાં તૈયારજ છે.

---

દરેક સ્કાઉટે બી વાવી અથવા તો કલમ વાવી છોડ કે ઝાડ ઉગાડતાં શીખવાનું છે. તે માટે દરેક ઝાડને કઇ જાતની માટી તથા ખાતર સારૂં તે પણ જાણી લેવું જરૂરનું છે.

દરેક સ્કાઉટે પોતાનો ખોરાક રાંધતાં શીખવાનું પણ જરૂરનું છે. સાધારણ રીતે આપણા લોકને ખીચડી, ભાત, દાળ, રોટલી કે ભાખરી આટલી વસ્તુ કરતાં આવડે તો બસ. પારસી

મુસલમાનોએ પોતાનો સાધારણ ખોરાક રાંધી લેતાં શીખવો જરૂરનો છે. રાંધવા માટે ઉઘાડી જગ્યા હોય તો પણ ત્યાં કેવી રીતે અગ્નિ સળગાવવો અને તે પણ ફક્ત બે દિવાસળી બગાડી સળગાવવો અને તે પર પોતાનો ખોરાક પકાવી લેવો તે આવડવું જોઇએ.

દરેક સ્કાઉટે નક્ષત્રો ઓળખતાં શીખવા જોઇએ અને ખાસ બાર રાશિઓના મંડળો તો જાણવાજ જોઇએ.

દરેક સ્કાઉટે સાધારણ શાકભાજીના ઝાડ, વેલી કે છોડવા ઓળખતા શીખવું જોઇએ. તેમજ ફુલ ઝાડ વાવતા તથા ઓળખતા શીખવું જોઇએ. કયા ઝાડના ફળ ખાવા લાયક છે અને કયા ઝેરી છે અથવા નુકશાન કારક છે તે જાણવું જોઇએ.

દરેક સ્કાઉટે સાધારણ રીતે જોવામાં આવતા જંગલી પ્રાણીઓ તથા જાનવરો-તેમના પગલા, ટેવો વગેરે પણ જાણવાં જોઇએ. જંગલી પક્ષીઓ તેમના પગ, ચાંચ, ટેવ વગેરે પણ જાણવાં જોઇએ

સાધારણ પળાતા પશુ પક્ષીઓ વિષે તો જાણ તાજ હોઇએ.

દરેક સ્કાઉટ પોતે જે નવું ઝાડ, છોડ, પશુ કે પક્ષી જુએ તેના વિષેની માહિતી ઉતારી લેવા માટે એક નોટબુક રાખે જેની અંદર તે દરેક વિષે છુટે છુટે પાને લખી રાખે જેથી તે દરેક વિષે જાણકાર થવાશે.

પોતાની ટ્રુપની કલબરૂમમાં એક સંગ્રહ રાખવો જોઇએ જેની અંદર દરેક જાતના ઝાડ, છોડ વગેરેના પાનના નમુના રહે. જ્યાં આગળ દરેક સ્કાઉટ પોતાનો આવો સંગ્રહ, પોતે જાતે બનાવેલી ચીજો, પોતાની બીજી જરૂરીઆતો વગેરે રાખી શકે અને નવરાશની વેળાએ બેસી કામ કરી શકે એવા એક ઓરડાને કલબરુમ કહેવામાં આવે છે. તે કલબરૂમ સારો-શોભીતો, સ્કાઉટોને લાયકનો રાખવો એ દરેક સ્કાઉટની ફરજ છે.

---

# Mapping and Sketching.

## નકશા ચીતરવા

દરેક ફર્સ્ટ ક્લાસ સ્કાઉટે પોતાની મેળે અમુક મુસાફરી કરવાની હોય છે અને તે મુસાફરીનો હેવાલ એક પોતાના દોરેલા નકશા સાથે આપવાનો હોય છે. તેથી કરીને નકશા કેમ દોરવા તેનું જ્ઞાન મેળવવું જરૂરનું છે. તે માટે નીચેની માહિતી મદદરૂપ થઇ પડશે. સ્કાઉટે દોરેલો નકશો જોઇને તેણે મુસાફરી કરેલા ભાગમાં રસ્તાઓ, જાણવા જેવી જગ્યાઓ, મકાનો વગેરે તેમજ કુવા, નદી, નાળાં, મંદિર, દેવળ, ઝાડ પાન વગેરે પણ જણાવવા જોઇએ. આ જાણવા માટે નકશામાં અમુક નિશાનીઓ રખાય છે. તે નિશાનીઓ નીચે આપી છે.



સરિયામ રસ્તો-પાકી સ

કાચી સડ

કેરડી, નાનીવા

રેલવે સડ

નદી વગેરે પરનો પુ

છાયાવાળા ગોળ ઘેરાવાના ઝા

આંબો, વડ વગેરે જેવા

છાયાવાળા લાંબા ઊંચા ઝાડ

સરૂ જેવ

તાડ નાળીએરી વગેરે

ઘાસીયુ

ભેજવાળી જગ્યા

ખેડેલી જમી

નદ

મકા

મંદિ

મસ્જી

| | | |
|---|---|---|
| | | દેવળ ટાવરવાળું |
| | | દેવળ સ્પાયરવાળું |
| + | | દેવળ સાદું |
| P | Post office | પોસ્ટ ઑફિસ |
| T | Telegraph Office | ટેલીગ્રાફ ,, |
| Sch | School | નિશાળ |
| R. S. | Railway Station | રેલ્વે સ્ટેશન |
| S. P. | Sign Post | સાઇન પોસ્ટ–રસ્તો બતાવનારૂં પાટીઉં |
| o W | Well | કૂવો. |
| | | રેલ્વે પરનો રસ્તો |
| | | રસ્તા પરની રેલ્વે |
| | | નદી પર રેલ્વે |

નકશો સ્વચ્છ રાખવો–અંદર બીચોબીચ લખા હતું નહિ. અમુક માપ લઇ તે પ્રમાણેનો

નકશો દોરવો અને તે માપ બતાવવું. ઉ
દિશા કઇ તરફ છે તે બતાવવું. રસ્તા કયાં જ
છે તે લખવા. સાધારણ અંતરો પગલાં
માપી શકાય.

## ગર્લ ગાઇડિંગ વિષે થોડી માહિતી

બ્રાઉનીઝ (Brownies)તે અગીઆર વર્ષ ની
છોકરીઓ માટે. (તે બ્લુબર્ડઝ પણ કહેવાય છે

| રેકર્ડ | પાસથવાની તારીખ | અમલ ની સહ |
|---|---|---|
| બ્રાઉનીએ નીચેનું જાણવું જરૂરનું છે:— | | |
| બ્રાઉનીનું વચન | | |
| બ્રાઉનીની સલામ | | |
| બ્રાઉનીનું હાસ્ય (The smile) | | |
| ભલું કામ | | |
| ફેઅરી રિંગ | | |
| બ્રાઉનીએ પોતાની ટાઇ | | |

| | પાસ થવાની તારીખ | અમલદારની સહી |
|---|---|---|
| ( ગાંઠ ) બાંધતાં જાણવી જોઇએ. | | |
| પોતાનું માથું ઓળતાં જાણવું જોઇએ. | | |
| પોતાના વાસણો સાફ કરતાં આવડવા જોઇએ. | | |

**સેકન્ડ કલાસ**

| | | |
|---|---|---|
| બ્રાઉનીએ નીચેનું જાણવું જોઇએ. | | |
| ૧. જ્ઞાન | | |
| યુનિયન જૅકની રચના અને તેને ઉરાડવાની ખરી રીત. | | |
| નીચેની ગાંઠો બાંધવી જોઇએ અને તેના ઉપયોગ આવડવા જોઇએ: | | |

| | પાસથવાની તારીખ | અમલદારની સહી |
| --- | --- | --- |
| રીફનૉટ, શીટ બૅન્ડ, કલવ હિચ, ફિશરમૅન્સનૉટ, પારસલ ચોકસાઇથી અને ચોખ્ખાઇથી બાંધતાં આવડવું જોઇએ. | | |
| **૨. હસ્તકળા** | | |
| રૂમાલ કે ડસ્ટર ગુંથતાં આવડવું જોઇએ. | | |
| સીવતાં અને સાંધતાં આવડવું જોઇએ. | | |
| **૩. સેવા** | | |
| પીરસતાં આવડવું જોઇએ | | |
| કોઇની આંગળી કરડાઇ ગઇ હોય અથવા ઘુંટણ છોલાયો હોય તો તે પર | | |

| | પાસ થવાની તારીખ | અમલદારની સહી |
|---|---|---|
| પાટા બાંધતાં આવડવું જોઇએ. | | |
| ૪. તંદુરસ્તી | | |
| બ્રાઉની પોતાની મેળે કરી શકે તેવી અથવા હૅન્ડ બુક (Girl Guiding)માં આપેલી કસરતોમાંની પ્હેલી બે કસરત આવડવી જોઇએ. | | |
| પોતાના નખ કાપવા અને સ્વચ્છ રાખવા. દાંત ચોખ્ખા રાખવા તે કેવી રીતે અને શા માટે રાખવા તે તથા શામાટે નાકે શ્વાસ લેવો તે જાણવું જોઇએ. | | |

| | પાસ થવાની તારીખ | અમલદારની સહી |
|---|---|---|
| દોરડાનો ગાળો ફેંકતાં અથવા આઠ જેવા આકારમાં કુદતાં (દોરી સાથે કુદતાં) આવડવું જોઇએ. પ્હેલાં જમણે હાથે અને પછી ડાબે હાથે દશ વાર દૂર દડો ફેંકી શકવો જોઇએ. | | |
| **ફર્સ્ટ ક્લાસ.** | | |
| ૧. જ્ઞાન | | |
| મોર્સ કે સેમાફોરના મૂળાક્ષર આવડવા જોઇએ અને ચારમાંથી ત્રણ અક્ષર ખરા લઇ શકવા જોઇએ. | | |

| | પાસ થવાની તારીખ | અમલદારની સહી |
|---|---|---|
| 'ગૉડ સેઇવ ધ કિંગ' ની પ્હેલી બે કડી આવડવી જોઇએ. | | |
| હોકાયંત્રની ચાર દિશા અને ચાર ખૂણા જાણવા જોઇએ. | | |
| ૨. હસ્તકળા | | |
| નાના વાસણો માંજી સાફ કરતાં આવડવાં જોઇએ | | |
| હાથના મોજાં અને મફલર ગુંથતાં આવડવું જોઇએ. | | |
| કાકડી મુકી દેવતા સળગાવતાં અને ચ્હા તથા મસાલાવાળું દુધ કરતાં આવડવું જોઇએ. | | |

| | પાસથવાની તારીખ | અમલદાર ની સહી |
|---|---|---|
| **૩. સેવા** | | |
| બાર શબ્દોનો એક સંદેશો પાંચ મીનીટમાં લઇ જઇ ખરો આપવો જોઇએ (મ્હોંએ). | | |
| ત્રિકોણાકાર પાટો બાંધતાં આવડવું જોઇએ. | | |
| **૪. તંદુરસ્તી** | | |
| હૅન્ડબુકમાં આપેલી પાંચ કસરત કરતાં આવડવી જોઇએ અને તેના હેતુ જાણવા જોઇએ. અથવા તેવી બીજી કસરતો આવડવી જોઇએ. | | |

| | પાસથવાની તારીખ | અમલદાર ની સહી |
|---|---|---|
| **ગર્લગાઈડ્ઝ માટે** (અગીઆરથી સોલ વર્ષ સુધીની છોકરીઓ માટે) ટેન્ડર ફુટ.<br>ગાઇડના નિયમો જાણવા જોઇએ તેમજ ત્રણ વચન તથા નિશાનીઓ અને સલામ જાણવી જોઇએ,<br>યુનિયન જૅકની રચના અને તેને ઉરાડવાની ખરી રીત જાણવી જોઇએ.<br>નીચેની ગાંઠમાંની ગમે તે ચાર જાણવી જોઇએ:-<br>રીફ, શીટબૅન્ડ, કલવ-હિચ, બોલિન, ફિશરમેન્સ અને શીપ શૅન્ક. | | |

| | પાસથવાની તારીખ | અમલદાર ની સહી |
|---|---|---|
| ગાઇડની ડ્રિલ જાણવી જોઇએ. | | |
| એક મહિનાની હાજરી જોઇએ. | | |
| **સેકન્ડ કલાસ ગાઇડ** | | |
| ટેન્ડર ફુટના ટેસ્ટ પસાર કરેલા હોવા જોઇએ. | | |
| ૧. જ્ઞાન | | |
| ગાઇડના નિયમો પુરે-પુરા જાણવા જોઇએ. | | |
| યુનિયન જૅકના ક્રૉસ વિષેની હકીકત જાણીતી હોવી જોઇએ. | | |
| મોર્સ બધા મૂળાક્ષર મોકલતાં આવડવું જોઇએ | | |

| | પાસથવાની તારીખ | અમલદાર ની સહી |
|---|---|---|
| ૭ જુદી જુદી જાતનાં પક્ષી, છોડ કે પ્રાણી વિષે માહિતી જોઇએ અને તેમનો ઇતિહાસ જાણવો જોઇએ. | | |
| પગલાં પારખતાં આવડવું જોઇએ અથવા (શહેરમાં રહેતી છોકરીઓએ) દુકાનો, લોકો અને મોટરબસ વગેરેના રસ્તાથી જાણીતા હોવું જોઇએ. | | |
| ૨. હસ્તકળા | | |
| સાત ગાંઠ બાંધતાં આવડવી જોઇએ. ફક્ત બે | | |

| | પાસથવાની તારીખ | અમલદારની સહી |
|---|---|---|
| દિવાસળીથીજ દેવતા ચેતાવતાં આવડવો જોઇએ. પથારી સરખીરીતે પાથરતાં આવડવી જોઇએ. | | |

---

# યુનિફોર્મ

## બ્રાઉનીઝ

બ્રાઉન કે બ્લૂ ફરાક અને પટો, બ્રાઉન મોજાં, બ્રાઉન વાળની પટી અને ટાઇ, બ્રાઉન ટોપી અથવા તેજ રંગની ફેલ્ટહૅટ

## ગર્લ ગાઇડઝ

ઉપરની ચીજોજ પણ ખાખી રંગની જોઇએ.

સીનીયર ગાઇડઝ અને અમલદારો બ્લુરંગની સાડી પ્હેરી શકે છે. સોળ વર્ષ ઉપરની સીનીયર

ગાઇડઝ કહેવાય છે અને ૧૮ વર્ષ ઉપરની આમ-લદાર બની શકે છે.

આ સિવાયની સ્કાઉટિંગ અને ગાઇડિંગની માહિતી દરેકની હૅન્ડ બુકમાંથી મળી શકશે.

---

## શરીરના જુદા જુદા ઉપયોગી માપ

દરેક સ્કાઉટે પોતાના શરીરના નીચેના ભાગોના માપ જાણવા જરૂરના છેઃ

૧. શરીરની ઉંચાઇ...____ફુટ____ઇંચ.

૨. જમણો હાથ ઉંચો રાખી તેની સાથેની શરીરની ઉંચાઇ...____ફુટ____ઇંચ.

૩. આખા હાથની લંબાઇ...____ફુટ____ઇંચ.
(કાંખ અથવા બગલથી વચલી આંગળીના ટેરવા સુધી)

૪. વામની લંબાઇ...____ફુટ____ઇંચ.
(એક હાથની વચલી આંગળીના ટેરવાથી બીજા હાથની વચલી આંગળીના ટેરવા સુધી બન્ને હાથ લાંબા રાખ્યા હોય ત્યારે)

૫. બાજુએ જમણો હાથ લંબાવી તેની વચલી આંગળીના ટેરવાથી નાકના ટેરવા સુધી (નજર સીધી રાખી) લંબાઇ.. ——ફુટ——ઇંચ

૬. અંગુઠાની લંબાઇ...——ઇંચ

૭. હથેળીની ર્‍હોળાઇ...——ઇંચ

૮. હથેળીની ર્‍હોળાઇ...——ઇંચ

(અંગુઠાથી ટચલી આંગળી સુધી તે મુકી કહી શકાય)

૯. બરાબર એક ઇંચ એક આંગળીનો વેઢો...— આંગળીનો——વેઢો.

૧૦. વચલી આંગળીના ટેરવાથી અંગુઠાના ટેરવા સુધીની વેંતની લંબાઇ...——ઇંચ

૧૧. ટચલી આંગળીના ટેરવાથી અંગુઠાના ટેરવા સુધીની વેંતની લંબાઇ...——ઇંચ

૧૨. વચલી આંગળીના ટેરવાથી કાંડા સુધીની લંબાઇ...——ઇંચ.

૧૩. વચલી આંગળીના ટેરવાથી કોણી સુધીની લંબાઇ...——ઇંચ.

૧૪. પગલાંની લંબાઇ———ફૂટ———ઇંચ

૧૫. જમીનથી ઘુંટણની ઉંચાઇ...——ફૂટ——ઇંચ

(જ્યારે તમે પગ આગળ વાળો અને ઘુંટણ કશાને અડકે ત્યારની તેની ઉંચાઇ...પગ ઉંચો કરવાનો નહિં.)

૧૬. ઉઘાડા પગની લંબાઇ...———ઇંચ

૧૭. બુટની લંબાઇ...————ઇંચ

૧૮. અંગુઠાના ટેરવાઓ એક બીજાને અડકાડી બન્ને મુઠી સાથે રાખી તેની લંબાઇ———ઇંચ

## તાત્કાલિક ઉપયોગમાં આવે એવા સરનામા

નજીકમાં નજીક ડૉકટરો--

1. ________________________________________
________________________________________

2. ________________________________________
________________________________________

3. ________________________________________

નજીકમાં નજીક હૉસ્પિટલ-

નજીકમાં નજીક દવા વેચનારો-

નજીકમાં નજીક અકસ્માત વખતે મદદ કરનારૂં સ્થળ

નજીકમાં નજીક પોસ્ટ અને તારઑફિસ-

નજીકમાં નજીક ટેલીફોન-

નજીકમાં નજીક પોલીસ ચોકી

નજીકમાં નજીક બંબા ખાતું

નજીકમાં નજીક ગાડીઓ ઉભી રહેવાની જગ્યા-

નજીકમાં નજીક સ્કાઉટ ગ્રુપ ____________________
____________________

સ્કાઉટ માસ્તરોના સરનામા ૧ ____________________
____________________
____________________

૨ ____________________
____________________
____________________

નજીકમાં નજીક રેલવે સ્ટેશન ____________________
____________________

કામ લાગે તેવી ટ્રેનનો ટાઇમ ____________________

## ફર્સ્ટ ક્લાસ ટેસ્ટ

સ્કાઉટ ટેસ્ટ માટેની મુસાફરીપર નીકળે ત્યારે સ્કાઉટ માસ્તર પાસેથી નીચેનું ફૉર્મ તેની સહી વાળું તેણે સાથે રાખવું.

મુસાફરી શરૂ કર્યાની તારીખ __________ વખત __________

જે ગામ તરફ જવા નીકળ્યો તે ગામ ________

મુસાફરીનું સાધન ________

સાથે કોણ હતું ________

મુસાફરીપરથી પાછા આવ્યાની તારીખ ________

વખત ________

કેટલા માઇલ ચાલ્યો? ________

રીપોર્ટ પાસ થયો ________

સ્કાઉટ માસ્તર

સ્કાઉટ માસ્તરની સહીવાળું ફૉર્મ જોઇ જે ગામ સુધી મુસાફરી કરી હોય તે ગામના કોઇ સદ્‌ગૃહસ્થનું સર્ટીફીકેટ

________

સ્કાઉટ

મને ________ તારીખે ________ વાગે મળ્યો અને ________ તારિખે ________ વાગ્યે પાછો જવા નીકળ્યો.

________

________

સહી.

# સ્કાઉટ ગાયનો

૧

## God Save The King.

God save our gracious King,
Long live our noble King,
God save the King!
Send him victorious,
Happy and glorious,
Long to reign over us,
God save the King!
Thy choicest gifts in store,
On him be pleased to pour,
Long may he reign!
May he defend our laws,
And ever give us cause,
To sing with heart and voice;
God save our King!

Kinsfolk in love and birth,
From utmost ends of earth,
God save us all !

Bid strife and hatred cease,
Bid hope and joy increase,
Spread universal peace,
God save us all !

**રક્ષ દેવ તું મહારાજા.**

રક્ષ દેવ તું મહારાજા,
બહુ જીવજો પ્રૌઢ રાજા.
રક્ષ દેવ રાજા.

એમને કર જયવંત મસ
સુખ કીર્તિનો દે યશ
લંબાવ રાજ બહુ વરસ
રક્ષ દેવ રાજા.

ઓ ઇશ ! જગદીશ ! તું ઉઠ,
વેરી વીખેરવા રૂઠ,
આણ તેમનો કાળ.

બંધ પાડ દ્વેષ ક્લેશ બધો,
જ્ઞાનને હુન્નર વધો,
અમ ઘેર જંપ સંપ સધો.
કલ્યાણ સર્વ કાળ,
૨

## વન્દે માતરમ્

વન્દે માતરમ્
સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્યશ્યામલામ્ માતરમ્!
શુભ્ર જ્યોત્સ્ના પુલકિત યામિનીમ્
ફુલ્લ કુસુમિત દ્રુમ દલ શોભિનીમ્
સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્!

ત્રીશ કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે
દ્વિત્રીંશ કોટિ ભુજૈર્ધૃત ખર કરવાલે
અબલા કેન મા એતો બલે!
બહુ બલ ધારિણીમ્ નમામિ તારિણીમ્

રિપુદલ વારિણીમ્ માતરમ્ !
તુમિ વિદ્યા, તુમિ ધર્મ,
ત્વં હિ પ્રાણાઃ શરીરે
તુમિ હૃદિ, તુમિ મર્મ,
બાહુતે તુમિ મા શક્તિ
હૃદયે તુમિ મા ભક્તિ
તોમારઇ પ્રતિમા ગડી
મન્દિરે મન્દિરે !
ત્વંહિ દુર્ગા દશપ્રહરણ ધારિણી
કમળા કમલદલ વિહારિણી
વાણી વિદ્યા દાયિની
નમામિ ત્વામ્ !
નમામિ કમલામ, અમલામ, અતુલામ્
સુજલામ, સુફલામ્ માતરમ્
વન્દે માતરમ્ !
સ્યામલામ્ સરલામ્ સુસ્મિતાં ભૂષિતામ્
ધારણીમ્ ભરણીમ્ માતરમ્
વન્દે માતરમ.

બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય.

૩

## God save our Ind.

God save our motherland
God bless our much loved land
God save our Ind!

Sing of Her story old,
Sing of Her heroes bold,
Sing of Her hearts of gold,
God save our Ind!

Sing Ramachandra's praise,
Sing of the Rajput days,
God save our Ind!

Sing of great Akbar's sway,
Sing of Shivaji's day,
Sing boldly Freedom's lay,
God save our Ind!

Lord of the Burning-Ground,
Send forth Thy Damru-sound,
God save our Ind!

Grant us the hero-heart,
Careless of loss or smart,
To play our noble part,
God save our Ind!

—Annie Besant.

૪

## ભારત ભાગ્ય વિધાતા

જન ગણ મન અધિનાયક જય હે,
ભારત ભાગ્ય વિધાતા ॥ધ્રુ.॥
પંજાબ સિંધ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ
વિંધ્ય હિમાલય યમુના ગંગા,
ઉચ્છલ જલધિ તરંગ
તવ શુભ નામે જાગે
તવ શુભ આશિષ માગે
ગાવે તવ યશ ગાથા.

જન ગણ મંગળ દાયક જય હે,
ભારત ભાગ્ય વિધાતા
જયહે જયહે જયહે જય જય જય જયહે. ॥૧॥
અહરહ તવ આહ્વાન પ્રચારિત
સુનિ તવ ઉદાર વાણી
હિંદુ બૌદ્ધ શિખ જૈન પારસિક
મુસલમાન ખ્રિસ્તાની
પૂરવ પશ્ચિમ આસે
તવ સિંહાસન પાસે,
પ્રેમ હાર હય ગાથા.
જન ગણ ઐક્ય વિધાયક
જય હે ભારત ભાગ્ય વિધાતા
જયહે જયહે જયહે જય જય જય જયહે. ॥ ૨॥
પતન અભ્યુદય બંધુર પંથા
યુગ યુગ ધાવિત યાત્રી
હે ચિર સારથી તવ રથ ચક્રે
મુખરિત પથ દિન રાત્રિ,

દારૂણ વિપ્લવ માઝે

તવ શંખ ધ્વનિ બાજે

સંકટ દુઃખ ત્રાતા

જન ગણ પથ પરિચાયક જય હે

ભારત ભાગ્ય વિધાતા

જયહે જયહે જયહે જય જય જય જયહે. ।।૩।।

રાત્રિ પ્રભાતિલ. ઉદિત રવિ છવિ

પૂર્ણ ઉદય ગિરિ ભાલે,

ગાહે વિહંગમ પુણ્ય સમીરણ

નવ જીવન રસ ઢાલે,

તવ કરૂણારૂણ રાગે;

નિદ્રિત ભારત જાગે

તવ ચરણે નત માથા,

જય જય જયહે જય રાજેશ્વર;

ભારત ભાગ્ય વિધાતા.

જય હે જય હે જય હે જય જય જય જય હે. ।।૪।।

૫

# અમારો દેશ

( દિવ્ય )

અયે ભરત ભૂમિના પુત્રો ! અમ માત પુરાણ
પવિત્ર !
રે ! જેના સુંદર સૂત્રો, ઝલકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે દેશી દેશી દેશી, આ દિવ્ય અમારો દેશ.
અંધાર વિષે અથડાતાં, કે કરતાં નિત્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં, કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી, હાં ઉછળે ઉર્મિ
અશેષ,
અમે દેશી દેશી દેશી, આ દિવ્ય અમારો દેશ.
ક્યાં હશે હિમાચલ જેવો ? ક્યાં પુણ્ય પવિ-
ત્રજ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા ? સહુદેશતણા બહુ રંગ;
ક્યાં મુનિ ઇશ્વર જન બેસી; કરતાં પ્રભુપંથ ઉજેશ ?
અમે દેશી દેશી દેશી, આ દિવ્ય અમારો દેશ.

ક્યાં રામ યુધિષ્ઠિર ઘૂમ્યા? ક્યાં ગરજ્યા અર્જુન
ભીમ ?
ક્યાં રજપૂત વીર ઝઝુમ્યા, બળ દાખવવા અસીમ ?
રે ભુલીએ તે રીતે શી, અમ અંતરથી લવલેશ,
અમે દેશી દેશી દેશી, એ દિવ્ય અમારો દેશ.
નથીરે જીવવું પર આશે; છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવા કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી, અહિં દે અમને ઉપદેશ,
અમે દેશી દેશી દેશી, એ દિવ્ય અમારો દેશ.
ધમ ધમ ધરણી ધ્રુજવીશું, અમ દેશતણાં કરી ગાન,
જય જય નાદ કરીશું, દઇશું મોઘા અમ પ્રાણ,
એ ભકિત વસી ઉર તે શી, દેજો શક્તિ પરમેશ,
અમે દેશી દેશી દેશી! એ દિવ્ય અમારો દેશ.

ખબરદાર.

૬

## જય ગુજરાત,

જય જય ગરવી ગુજરાત,
જય જય ગરવી ગુજરાત;

દીપે અરૂણું પરભાત.

ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી, પ્રેમ શૌર્ય અંકીત;
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમ
ભક્તિની રીત.

ઉંચી તું જ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત. ૧.
ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ, એ પશ્ચિમ કેરા દેવ;
છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત. ૨.
નદી તાપી નર્મદા જોય,
મહીને બીજી પણ જોય,
વળી જોય સુભટનાં જુદ્ધ રમણને, રત્નાગર સાગર
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર;
સંપે સ્હોયે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત. ૩.

તે અણિહલ વાડના રંગ
તે સિદ્ધરાજ જયસિંગ.
તે રંગ થકી પણ અધિકરંગ થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે, વીતીગઈ છે રાત
જન ઘુમે નર્મદા સાથ
જય જય ગરવી ગુજરાત. ૪.

૭

## Marching Song of the Indian Scouts.

By F. G. Pearce.

1. Boys of India, Girls of India,
Who have joined our happy band,
Let your song of gladness ring, for
God and Crown and Motherland,

*Chorus:*

Sing of Bharatvarsha's story,
Of Her heroes and Her glory,

As we march upon our way,
As we march upon our way.

2. With the star and with the lotus
Gleaming on the flag above ;
We will sing of our mother's
praise
And Her mighty heroes' love!

*Chorus :*

Sing of Bharatvarsha's story,
etc. etc.

3. Boys of India, Girls of India,
Mindful of our future fame,
Strive in service, never daunted
To uphold our noble aim.

*Chorus :*

Sing of Bharatvarsha's story.
etc. etc

# Scout yells.

## વીર નાદ.

૧. સુરત નાદ – Surat yell-

S......U.........R......A.........T,

Boy scouts, Boy scouts, brave are we.

૨. Scout yell—

Be prepared, be prepared shout. shout, shout.

Tenderfoot second class, first class scout.

૩. American yell—

A – M – E – R – I – C – A –

Boy scouts,

Boy scouts U...S...A.

૪. Zulu yell—

T-U-M, T-U-M, T-U-M,

T-U-M, T-U-M, T-U-M;
En gon yama gon yama in voo boo yaboo yaboo in voo boo,
T-U-M, T-U-M, T-U-M.

૫. Bombay Presidency yell—
B-O-M—B-A-Y shout, shout, shout, Hurrah Hurrah, we are the boys, we are the boys, better every day, Bom Bom Bom Bom Bay.

૬. Chief Scout yell—
B...P..., B...P
Baden Powell, Baden Powell,
Chief, chief, chief, Raha

૭. Gillwell Park yell—
Under the spreading chestnut tree
Will be as happy as can be

With you sitting on my knee
Under the spreading chestnut tree.

૮. Australian yell—
Gee Himalàyá...Gee, Himaláyá –
Gee,
Himalàyà...Gee, Shu u u......(all together) wah...h...a...h...a...h.

૯. ભીલનાદ–જગદંબ હ્રીમ, ચંડી–ચંગ.

૧૦. હિંદુનાદ–રાધે...શ્યામ, શ્યામ...રાધે.

૧૧. ઇરાનીનાદ–ભઝન ભઝન, કુષ્ટ જનરા ભઝન.

૧૨. ભારતનાદ–હારીએ ન હિમ્મત, બિસારીએ ન રામ, જીસ બિધ રખે રામ, ઉસ બિધ રેના આરામ દટે રહો ભારત બીર .....



















**જુદી જુદી ગાંઠો**

સમજુતી માટે જુઓ પાનું ૧૦૮.

# વિષયસૂચિ

## સ્કાઉટ માસ્ટરોને ઉપયોગી

# ધી ' ફેવરિટ ' ડોર પ્લેટ

## તમારા નામની સુંદર પ્લેટ જોઇએ છે?

## તો અમારી પિત્તળના અંગ્રેજી અક્ષરની

## ———ફ્રેમોજ ખરીદશો———

આજકાલ દરેક ગૃહસ્થને બારણે પોતાના નામના પાટીઆની જરૂર પડે છે. કારણ કે તેથી પોતાના મિત્ર સ્નેહીસંબંધીઓ તેમજ અજાણ્યા વિગેરેને તેમનું મકાન શોધી કાઢવું સહેલ પડે અને આજુબાજું પૂછપરછ કરવી ન પડે. વળી વકીલ, ડૉકટર, બેંકર, પ્રોફેસર, ઓફીસર સ્કાઉટ માસ્ટર સ્કાઉટ તેમજ ધંધાદારીઓને પણ પોતાને મકાને કે ઓફીસપર નામના પાટીઆની ખાસ અગત્ય હોય છે. આજના જમાનામાં આવા નામના પાટીઆ સિવાય ચાલતુંજ નથી. નામના

